જીવોને સંમત* એવા દીક્ષિત (દીક્ષા પામેલા) જીવોનું દર્શન-આ ત્રણ કારણોમાંથી કોઈ એક કારણથી થાય છે. આત્મામાં સમ્યક્ત્વ આદિના પરિણામ ઉત્પન્ન થવામાં નિસર્ગ અને અધિગમ એ બે કારણો છે, આ બે કારણોનો અહીં ઉલ્લેખ કર્યો છે. કહ્યું છે કે- तन्निसर्गादधिगमाद् वा (ત. અ. ૧ સૂ. ૩) "નિસર્ગ અને અધિગમ એ બે રીતે સમ્યગ્દર્શન થાય છે."

નિસર્ગ એટલે સ્વાભાવિક. અધિગમ એટલે નિમિત્ત. સ્વાભાવિકપણે કર્મોનો ક્ષયોપશમ એ નિસર્ગ કારણ છે. શાસ્ત્રશ્રવણ અને ધર્મી જીવોનું દર્શન એ અધિગમ કારણ છે. યદ્યપિ અધિગમ કારણથી થતા સુંદર પરિણામોમાં પણ કર્મનો ક્ષયોપશમ જરૂરી તો છે જ, પણ તે ક્ષયોપશમ બાહ્ય નિમિત્ત પામીને થાય છે. આથી બાહ્ય નિમિત્ત પામીને ઉત્પન્ન થતા સુંદર પરિણામોમાં અધિગમ કારણ છે, બાહ્ય નિમિત્ત વિના સ્વાભાવિકપણે ઉત્પન્ન થતા સુંદર પરિ-ણામોમાં નિસર્ગ કારણ છે. (૫-૬)

દીક્ષાના સ્વીકારમાં વિઘ્નોનો અભાવ તથા દીક્ષામાં ચિત્તની અતિશય સ્થિરતા એ બે પણ દીક્ષારાગનાં લક્ષણો

* અર્થાત્ ભાવથી વિધિ બહુમાન પૂર્વક મોક્ષમાર્ગની આરાધના કરનારા. કારણ કે મોક્ષમાર્ગનું આચરણ પણ જો ભાવ અને વિધિ-બહુમાન રહિત હોય તો તે વાસ્તવિક મોક્ષમાર્ગનું આચરણ નથી. આથી તેવું આચરણ કરનારા જીવો સાચા ધર્મીઓને સંમત નથી.

છે. આમ દીક્ષારાગનાં રુચિ, વિઘ્નાભાવ, અને ચિત્તસ્થિરતા એ ત્રણ લક્ષણો છે. તેમાં રુચિ મુખ્ય લક્ષણ છે. પ્રબળ રુચિમાં એવી તાકાત હોય છે કે તે દીક્ષામાં આવતા વિઘ્નોનો નાશ કરી નાખે છે. આથી વિઘ્નાભાવને પણ દીક્ષારાગનું લક્ષણ જણાવ્યું છે. કદાચ તેવા પ્રકારના નિરુપક્રમ કર્મોના ઉદયથી વિઘ્નોનો નાશ ન થાય તો પણ પ્રબળ રુચિવાળામાં ચિત્તની સ્થિરતા અવશ્ય રહે છે. અર્થાત્ વિઘ્નો આવવા છતાં તેનું મન તેવું અસ્થિર બનતું નથી કે જેથી દીક્ષારાગ જતો રહે. આથી ચિત્તસ્થિરતા પણ દીક્ષારાગનું લક્ષણ છે. (૭)

લોકવિરુદ્ધ કાર્યો:—

सव्वस्स चेव णिंदा, विसेसओ तह य गुणसमिद्धाणं ।
उज्जुधम्मकरणहसणं, रीढा जणपूयणिज्जाणं ॥ ८ ॥
बहुजणविरुद्धसंगो, देसादाचारलंघणं चेव ।
उव्वणभोगो य तहा, दाणाइ वि पगडमण्णे तु ॥ ९ ॥
साहुवसणम्मि तोसो, सइ सामत्थम्मि अपडियारो य ।
एमाइयाणि एत्थं, लोगविरुद्धाणि णेयाणि ॥ १० ॥

કોઈની પણ નિંદા કરવી એ લોકવિરુદ્ધ છે. તથા ગુણસંપન્ન આત્માઓની =જ્ઞાનાદિગુણોથી સમૃદ્ધ આચાર્ય વગેરેની નિંદા કરવી એ વધારે લોકવિરુદ્ધ છે. મંદબુદ્ધિવાળા જીવોની સ્વબુદ્ધિ અનુસાર કરવામાં આવતી ધર્મક્રિયા ઉપર હસવું-મશ્કરી કરવી, લોકપૂજ્ય રાજા, મંત્રી, શેઠ, તેમના ગુરુ વગેરેનો તિરસ્કાર કરવો—મશ્કરી વગેરે કરવું, ઘણા લોકો જેની વિરુદ્ધ હોય તેનો સંપર્ક કરવો, દેશ-ગામ-

કુલ વગેરે પ્રસિદ્ધ (યોગ્ય) આચારોનું ઉલ્લંઘન કરવું, વસ્ત્ર વગેરેથી ઉદ્ભટ માણસો કરે તેવી શરીરની શોભા કરવી એ લોકવિરુદ્ધ છે. કેટલાક આચાર્યોના મતે દેશ, કાલ, વૈભવ, વય, અવસ્થા આદિને અનુચિત દાન, તપ વગેરે કરીને લોકમાં જાહેરાત કરવી એ પણ લોકવિરુદ્ધ છે. કારણ કે લોક તે રીતે દાનાદિ કરનારનો ઉપહાસ કરે. અહીં લોકમાં જાહેરાત કરવામાં ગંભીરતાનો અભાવ કારણ છે. દ્વેષ આદિ તરફથી સારા માણસોને પડેલી આપત્તિમાં આનંદ પામવો, સારા માણસોની આપત્તિનો છતી શક્તિએ પ્રતીકાર ન કરવો વગેરે લોકવિરુદ્ધ કાર્યો જાણવાં. (આદિ શબ્દથી પૈશુન્ય વગેરે સમજવું.)

જેની નિંદા કરવામાં આવે તે લોકનિંદા કરનાર પ્રત્યે વિરોધવાળો બને છે. માટે કોઈની પણ નિંદા લોકવિરુદ્ધ છે. અહીં કોઈની પણ નિંદા લોકવિરુદ્ધ છે એમ કહેવામાં ગુણસંપન્ન આત્માઓની નિંદાનો પણ સમાવેશ થઈ જાય છે, છતાં તેનો જુદો ઉલ્લેખ એટલા માટે કર્યો છે કે સામાન્ય જીવોની નિંદા કરતાં ગુણસંપન્ન આત્માઓની નિંદા વિશેષ લોકવિરુદ્ધ છે. ગુણસંપન્નના પક્ષમાં ઘણા લોકો હોય છે. આથી તેની નિંદા કરનાર પ્રત્યે ઘણા લોકો વિરોધવાળા બની જાય છે.

ધર્મક્રિયા કરનારા જીવોમાં મોટા ભાગના લોકો મંદબુદ્ધિવાળા જ હોય છે. તેમના ધાર્મિક આચારો ઉપર "આ લોકો ધૂતોથી ઠગાયા છે, (એમને કશી ગતાગમ

જાહેરમાં ભૂંડો કહેવો ) વગેરે રીતે
નથી વગેરે કહેવું, જાહેરમાં ભૂંડો કહેવો ) વગેરે રીતે બની જાય છે.
ઉપહાસ કરવાથી એ લોકો વિરોધવાળા જ બની જાય છે.

[પ્રયોજનઃ— ×જો ધર્મી જીવ લોકવિરુદ્ધ કાર્યો કરે તો લોક તેની વિરુદ્ધ થાય. પરિણામે તેને મુશ્કેલીમાં મુકાવું પડે, ધર્મ કરવામાં મુશ્કેલી ઊભી થાય, મનમાં આર્ત-રૌદ્ર ધ્યાન થાય, વિરુદ્ધ બનેલા લોકો પ્રત્યે દ્વેષભાવ જાગે, દેવ-ગુરુ-ધર્મની નિંદા થાય.... આમ અનેક નુકશાનો થાય. નિંદા આદિ લોકવિરુદ્ધ કાર્યો કરવા છતાં તેવા પુણ્યોદયથી કે તેવા સંયોગો આદિથી લોકો વિરુદ્ધ ન થાય એથી આ લોકની દૃષ્ટિએ નુકશાન ન થાય તો પણ અશુભ કર્મબં આદિથી પરલોકની દૃષ્ટિએ તો અવશ્ય નુકશાન થાય. નિંદા આદિથી આત્મામાં શુભ પરિણામ જાગે નહિ. જાગેલા પણ શુભ પરિણામ મંદ બની જાય કે જતા રહે-એવું પણ બને. તથા લોકવિરુદ્ધ કાર્ય કરવાથી લોકોના ચિત્તમાં દ્વેષ આદિ સંક્લેશ થાય. પરિણામે તેમને પણ અશુભકર્મનો બંધ ધર્મભાવનાનો હ્રાસ કે સર્વથા અભાવ વગેરે અનર્થ થાય આથી લોકવિરુદ્ધ કાર્ય કરનાર ધર્મી પરના પણ અનર્થનું કાર બને છે. આમ લોકવિરૂદ્ધ કાર્ય કરવાથી સ્વ-પરને એકાંતે નુક શાન છે. આથી ધર્મી જીવે હિંસા આદિ બીજા પાપોનો ત્યાગ ટીકામાં નથી

---

× [ ] આવા કાઉંસમાં આપેલું લખાણ
વિશેષ સમજુતી માટે સ્વતંત્ર રૂપે લખ્યું છે.

※ लोकविरुद्धत्यागः— लोकसंक्लेशकरणेन तदनर्थंयं नया महदेतदपायस्थानम् (લલિતવિસ્તરા)

અલ્પ થઇ શકે કે સર્વથા ન થઇ શકે તો પણ લોકવિરુદ્ધ કાર્યોનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ.

લાલબત્તી— અહીં લોકશબ્દથી અજ્ઞાન, અસદાચારી વગેરે ગમે તેવા લોકો નહિ, કિંતુ શિષ્ટ (વિવેકી) લોકો સમજવા. એટલે ગમે તે લોક વિરોધ કરે તેનો ત્યાગ કરવો એમ નહિ પણ શિષ્ટલોકમાં જે વિરુદ્ધ ગણાતાં હોય તે કાર્યોનો ત્યાગ કરવો. અજ્ઞાન લોકો તો સારાં કામોમાં પણ વિરોધ કરે. અજ્ઞાન લોકો વિરોધ કરે તેટલા માત્રથી સારાં કામો નહિ છોડવાં જોઇએ.] (૮-૯-૧૦)

સુગુરુનો યોગઃ—

णाणाइजुओ उ गुरू, सुविणे उदगादितारणं तत्तो ।
अचलाइरोहणं वा, तहेव वालाइरक्खा वा ॥ ११ ॥

જે જ્ઞાન-દર્શન-ચારિત્રથી યુક્ત હોય તે જ ગુરુ છે. દીક્ષાની ઇચ્છાવાળો જીવ સ્વપ્નમાં આવા ગુરુથી-આવા ગુરુની સહાયથી હું પાણી, અગ્નિ, ખાડો વગેરેને તરી ગયો, કે પર્વત, મહેલ વૃક્ષ, શિખર વગેરે ઉપર ચઢી ગયો, અથવા સર્પ, હાથી વગેરેથી બચી ગયો એમ દેખે તો હવે સુગુરુનો યોગ થશે એમ સૂચિત થાય છે. આથી સ્વપ્નમાં આવું બનવું એ (સુગુરુના યોગને જ જણાવનાર હોવાથી કારણમાં કાર્યના ઉપચારથી) સુગુરુનો યોગ છે. (૧૧)

## સમવસરણરચના વિધિ

દીક્ષાની (=સમ્યક્ત્વના સ્વીકારની) વિધિમાં સમવસરણની રચના કરવી જોઇએ. આથી સમવસરણની રચના કેવી રીતે કરવી તે અગિયાર ગાથાઓથી જણાવે છેઃ—

અગર વગેરે ધૂપ કરવો. કેટલાક આચાર્યો કહે છે કે— અગ્નિકુમાર દેવોનું નહિ, કિંતુ વિશેષ નામ વિના સામાન્યથી દેવોનું આહ્વાન કરીને ધૂપ કરવો. કારણ કે આવશ્યક ટીકામાં "धूपघटिका विकुर्वन्ति त्रिदशा एव" એમ કોઈ દેવના નામનો નિર્દેશ કર્યા વિના સામાન્યથી દેવો ધૂપ કરે છે એવો ઉલ્લેખ છે. (૧૪) પછી વૈમાનિક, જ્યોતિષ અને ભવનપતિ દેવોનું આહ્વાન કરીને રત્ન, સુવર્ણ અને રૌપ્યના જેવા વર્ણવાળા ત્રણ ગઢ (કિલ્લા) બનાવવા. વૈમાનિક દેવો વગેરે અંદરનો, મધ્યનો અને બહારનો એ ત્રણ ગઢ અનુક્રમે રત્ન, સુવર્ણ અને રૂપાનો બનાવે છે. (૧૫) પછી વ્યંતર દેવોનું આહ્વાન કરીને તોરણ, પીઠ, દેવછંદ, પુષ્કરિણી આદિની રચના કરવી. તથા જિનબિંબ, અશોકવૃક્ષ, સિંહાસન, ત્રણ છત્ર, ધર્મચક્ર, ધ્વજા, કમલ અને ચામરની રચના કરવી. આ કાર્યો વ્યંતર દેવો કરે છે. કહ્યું છે કે—

चेइदुमपेढछंदग, आसणछत्तं य चामराओ च ।
जं चऽन्नं करणिज्जं, करिंति तं वाणमंतरिया ॥

આ. નિ. ૫૫૩ બૃ. ક. ગા. ૧૧૮૦

"અશોકવૃક્ષ, પીઠ, દેવછંદક, સિંહાસન; ત્રણ છત્ર, ચામર, ધર્મચક્ર, અને બીજાં પણ પવનની વિકુર્વણા, જલછંટકાવ વગેરે કાર્યો વ્યંતરો કરે છે." (૧૬)

પછી જેમ સમવસરણમાં ચારે બાજુ ભગવાન હોય છે, તેમ ચારે બાજુ ઉત્તમ જાતિના ચંદન ઉપર સમસ્ત જગ-

વના પિતામહરૂપ* ત્રિભુવનગુરુની-જિનબિંબની સારી રીતે સ્થાપના કરવી. (૧૭) સમવસરણમાં (પહેલા ગઢમાં) ભગવાનથી અગ્નિ ખુણામાં ગણધરોની, ગણધરોની પાછળ ઉત્તમ મુનિઓની, મુનિઓની પાછળ સાધ્વીઓની, સાધ્વીઓની પાછળ વૈમાનિક દેવીઓની સ્થાપના કરવી. (૧૮)

એ પ્રમાણે નૈઋત્યખુણામાં ક્રમશઃ ભવનપતિ, વાણવ્યંતર અને જ્યોતિષ દેવીઓની સ્થાપના કરવી. (૧૯) તથા વાયવ્ય ખુણામાં ભવનપતિ, વ્યંતર અને જ્યોતિષ દેવોની સ્થાપના કરવી. (૨૦) ઈશાનખુણામાં વૈમાનિક દેવો, મનુષ્યો અને મનુષ્યસ્ત્રીઓની સ્થાપના કરવી.× બધાની સ્થાપના તે તે જાતિના દેવના શરીરના વર્ણ પ્રમાણે કરવી. અર્થાત્ દેવોની સ્થાપનામાં રંગ તે તે જાતિના દેવોના શરીરના વર્ણ પ્રમાણે કરવો. ભવનપતિ અને વ્યંતર દેવો પાંચે વર્ણવાળા હોય છે. જ્યોતિષદેવો રક્તવર્ણવાળા હોય છે. વૈમાનિક દેવો લાલ, સફેદ અને પીળા વર્ણવાળા હોય છે. અહીં દેવોના મુખ્ય ચાર ભેદોને આશ્રયીને વર્ણ જણાવ્યો. તે તે ભેદના

* लोके पिता पूज्यः, पितामहस्तु पूज्यतरः, पितुरपि पूज्यत्वात् । ततः सकलजगतः =समस्तभुवनस्य पितामह इव पितामहः =सकलजगत्पितामहः । अथवा सकलजगतो धर्मः पिता, पालनाभियुक्तत्वात्, तस्यापि भगवान् पिता भगवत्प्रभवत्वाद्धर्मस्येति ।

× મનુષ્યોનો કોઈ વિશેષવર્ણ નિયત ન હોવાથી "સવ્વેસિં" પદથી ટીકામાં દેવોનું જ ગ્રહણ કર્યું છે. કારણ કે દેવોમાં તે તે જાતિમાં વર્ણ નિયત હોય છે.

અવાંતરજાતિના દેવોનો અમુક ચોક્કસ રંગ હોય છે. જેમ કે અસુરકુમારો કાળા રંગના હોય છે. આ વિશેષતા આગમથી જાણી લેવી. (૨૧) સમવસરણમાં બીજા ગઢમાં સર્પ-નોળીયો, હરણ-સિંહ, ઘોડો, પાડો વગેરે તિર્યંચ પ્રાણીઓની સ્થાપના કરવી. ત્રીજા ગઢમાં દેવોના હાથી, મગર, સિંહ, મોર, કલહંસ વગેરેના જેવા આકારવાળા વાહનોની સ્થાપના કરવી. (૨૨)

દીક્ષાર્થીનું સમવસરણ પાસે આગમનઃ—

रइयम्मि समवसरणे, एवं भत्तिविहवाणुसारेण ।
सुइभूओ उ पदेसे, अहिगयजीवो इहं एइ ॥२३॥

આ પ્રમાણે બહુમાનપૂર્વક પોતાની ઋદ્ધિ મુજબ સમવસરણની રચના કર્યા પછી.દ્રવ્યથી અને ભાવથી પવિત્ર બનેલો દીક્ષાર્થી શુભમુહૂર્તે સમવસરણ પાસે આવે. શરીરે ચંદનનું વિલેપન કરવું, શ્વેતવસ્ત્રનું પરિધાન કરવું, આત્મરક્ષા નવકાર મંત્ર જેવી કોઇ પવિત્ર વિદ્યાથી શરીરને સુરક્ષિત બનાવવું એ દ્રવ્યથી પવિત્રતા છે. માનસિક વિશુદ્ધિ ભાવથી પવિત્રતા છે. (૨૩)

દીક્ષાર્થીને વિધિનું કથનઃ—

सुवणगुरुगुणक्खाणा, तम्मी संजायतिव्वसद्धस्स ।
थिहिसासणमाहणं, तओ पवेसो तहिं एवं ॥२४॥

પછી તેની પાસે જિનેશ્વરદેવના રાગજય આદિ ગુણોનું વર્ણન કરવું. જિનેશ્વર ભગવાનના ગુણોના શ્રવણથી જિનેશ્વર ભગવાન પ્રત્યે તીવ્રશ્રદ્ધાળુ બનેલા તેને જિનદીક્ષાનો સ્વીકાર કર્યો પછી ...

જિનોક્ત ચારિત્રનું પાલન કરનાર જૈન સાધુ સિવાય અન્ય કોઈ સાધુને વંદનાદિ ન કરવું, જિન, જૈનસાધુ, અને જિનાગમને વંદનાદિ કરવું. એમ સંક્ષેપથી વિધિ જણાવવો.

અથવા તારી અંજલિમાં પુષ્પો આપવામાં આવશે અને વસ્ત્રથી આંખો ઢાંકી દેવામાં આવશે. તારે તે પુષ્પો ક્ષોભ પામ્યા વિના સમવસરણમાં સ્થાપેલા જિનબિંબ તરફ નાંખવાં. પુત્ર, ધન વગેરે સહિત તારો આત્મા ગુરુને સમર્પિત કરવો. એમ સામાન્યથી વિધિ જણાવવો. વિસ્તારથી તો દીક્ષા આપતાં પહેલાં જ કહી દીધો હોય છે. પછી હવે કહેવાશે તે વિધિથી તેને સમવસરણમાં પ્રવેશ કરાવવો. (૨૪)

દીક્ષાર્થીની શુભાશુભ ગતિને જાણવાનો ઉપાય:—

वरगंधपुप्फदाणं, सियवत्थेणं तहच्छिठयणं च ।
आगइगइविण्णाणं, इमस्स तह पुप्फपाएण ॥२५॥
अभिवाहरणा अण्णे, णियजोगपवित्तिओ य केइत्ति ।
दीवाइजलणमेया, तहुत्तरगुजोगओ चेव ॥२६॥

હાથમાં સુગંધી પુષ્પો આપીને શ્વેતવસ્ત્રથી તેની આંખો પીડા ન થાય તેમ બંધ કરવી (પછી તેને કોઇ જાતનો ભય રાખ્યા વિના સમવસરણમાં બિરાજમાન જિનબિંબ તરફ પુષ્પો ફેંકવાનું કહેવું.) આ પુષ્પપાતથી એની ગતિ (કેવી ગતિમાંથી આવ્યો છે તે) અને આગતિ (કેવી ગતિમાં જશે તે) જાણવી. જો સમવસરણમાં પુષ્પો પડે તો દીક્ષાની આરાધનાથી સુગતિ થશે અને જો સમવસરણની બહાર પડે

તો તેની વિરાધનાથી દુર્ગંતિ થશે. આટલું જ આ (મૂળ) ગ્રંથમાંથી જણાય છે. બાકીનું અન્ય ગ્રંથમાંથી કે વિશિષ્ટ સંપ્રદાયથી જાણી લેવું. (૨૫)

અહીં કેટલાક આચાર્યો કહે છે કે— તે વખતે દીક્ષા-

દીક્ષાર્થીની યોગ્યતા-અયોગ્યતાનો નિર્ણય:—

बाहिं तु पुप्फपाए, चियवंदणचउसरणसुमणमाईणि ।
कारविज्जइ एसो, वारतिगम्मुवरि पडिसेहो ॥२७॥

પુષ્પો સમવસરણની બહાર પડે તો શંકા આદિ અતિચારોની આલોચના, અરિહંતાદિ ચારના શરણનો સ્વીકાર વગેરે વિધિ કરાવવો. પછી ફરી પૂર્વની જેમ પુષ્પપાતનો વિધિ કરાવવો. તેમાં જો સમવસરણમાં પુષ્પો પડે તો દીક્ષાને યોગ્ય છે એવો નિર્ણય થવાથી દીક્ષા આપવી. જો સમવસરણની બહાર પડે તો ફરી પૂર્વની જેમ શંકાદિ અતિચારોની આલોચના વગેરે વિધિ કરાવવો. પછી ત્રીજી વાર પૂર્વોક્ત મુજબ જ પુષ્પપાત કરાવવો. તેમાં જો સમવસરણમાં પડે તો દીક્ષા આપવી અને સમવસરણની બહાર પડે તો દીક્ષા માટે અયોગ્ય હોવાનો નિર્ણય થવાથી દીક્ષા ન આપવી. તેને પછી દીક્ષા આપીશું વગેરે કોમલ વચનોથી દીક્ષાનો પ્રતિષેધ કરવો. (૨૭)

દીક્ષા માટે યોગ્યતાનો નિર્ણય થયા પછી ગુરુએ કરવાનો વિધિ:—

परिसुद्धस्स उ तह पुप्फपायजोगेण दंसणं पच्छा ।
ठितिसाहणमुववूहण, हरिसाइपलोयणं चेव ॥२८॥

સમવસરણમાં પુષ્પો પડવાથી દીક્ષા માટે જેની યોગ્યતા નિશ્ચિત થઈ છે તે જીવને સમ્યગ્દર્શનનું આરોપણ કરવું. સમ્યગ્દર્શનનું આરોપણ એ જ જિનદીક્ષા છે.

આવશ્યક ચૂર્ણિ પ્રમાણે સમ્યક્ત્વ આરોપણ વિધિ આ પ્રમાણે છે— સર્વવિરતિ આરોપણના વિધિ પ્રમાણે ચૈત્યવંદનાદિ વિધિ કરીને ગુરુએ નીચેનો પાઠ બોલવો અને

પછી સ્થિતિસાધન કરવું. સ્થિતિસાધન એટલે સમ્ય-
ક્ત્વના આચારોનું વર્ણન કરવું. તે આ પ્રમાણે- अज्जप्प
भिइ तुब्भं अरहं देवो, साहवो गुरू, जीवाइपयत्थसद्दहाणं
सम्मत्तं, नो ते कप्पति लोइयतित्थे ण्हाणणपिंडपयाणाई, कप्पइ
पुण तिक्कालं देववंदणाइयं अणुट्ठाणं= "આજથી અરિહંત
તારા દેવ અને સુસાધુઓ તારા ગુરુ છે. જીવાદિ
પદાર્થોની શ્રદ્ધારૂપ સમ્યક્ત્વ છે. લૌકિકતીર્થમાં સ્નાન
પિંડપ્રદાન વગેરે નહિ કરવું જોઈએ. ત્રિકાલ દેવવંદન વગેરે
અનુષ્ઠાનો કરવાં".

અથવા સ્થિતિસાધન એટલે દીક્ષાનો વિધિ કહેવો. જેમકે
હે ભદ્ર! હમણાં તારી આંખે પાટા બાંધ્યા, પુષ્પો નખાવ્યાં
વગેરે જે કરાવ્યું તે દીક્ષા સ્વીકારવાનો વિધિ છે. માટે
તારે આ વિશે બીજી કોઇ શંકા કરવી નહિ. પછી તે
પ્રશંસા કરવી. જેમકે- તું ધન્ય છે! ધર્મને લાયક છે,
તારા દોષો ઘણા ઘટી ગયા છે, કારણ કે ભગવાન પાસે પુષ્પો
પડવાથી તારું કલ્યાણ નજીકમાં છે એવો નિર્ણય થયો છે
અથવા તું ધન્ય છે! કારણ કે સકલ કલ્યાણરૂપ વેલડી
કંદ સમાન ભાગવતી (સમ્યક્ત્વ સ્વીકાર રૂપ) દીક્ષા
પામ્યો છે. દીક્ષા મળવાથી સકલ કલ્યાણો પણ પ્રાપ્ત
ગયા સમજવા. તથા—

धन्नाण निवेसिज्जति, धन्ना गच्छंति पारमेयस्स।
गंतुं इमस्स पारं, पारं दुक्खाण वच्चंति॥
(पं. व. १२४८)

"ભાગ્યશાળીઓ જ આને (-સમ્યક્ત્વને) પ્રાપ્ત કરી શકે છે, ભાગ્યશાળીઓ જ એનો પાર પામે છે. એનો પાર પામીને દુઃખોનો પાર પામે છે."

જિનદીક્ષાના (સમ્યક્ત્વના) આચારો સાંભળતાં તે પ્રમુદિત બને છે કે ઉદાસીન રહે છે વગેરેનું મુખાદિની ચેષ્ટાથી અવલોકન કરવું. (૨૮)

શિષ્યનું આત્મનિવેદન:—

अह तिपयाहिणपुव्वं, सम्मं सुद्धेण चित्तरयणेण ।
गुरुणो णुवेयणं सव्वहेव दढमप्पणो एत्थ ॥२९॥

પછી શિષ્યે ગુરુને ત્રણ પ્રદક્ષિણા આપીને કાલ્પનિક નહિ કિંતુ વાસ્તવિક, નિર્મલ ચિત્ત* રૂપ રત્ન વડે ગુરુને સંપૂર્ણપણે આત્મનિવેદન કરવું. આત્મનિવેદન એટલે હું આપનો સેવક છું, આપ સંસારસમુદ્રમાં ડૂબેલા મારા નાથ છો, એ પ્રમાણે આત્મસમર્પણ કરવું અને પોતાની પાસે ધન વગેરે જે કંઈ હોય તે બધું ગુરુને સમર્પણ કરવું. [અલબત્ત, ગુરુ ત્યાગી હોવાથી ધન વગેરે ગ્રહણ કરે નહિ, પણ શિષ્યની એ ફરજ છે કે તેણે બધું જ ગુરુને સમર્પણ કરી દેવું જોઇએ. આમ કરવાથી ગુરુ સ્વીકાર ન કરે, પણ અવસરે શાસનની રક્ષા આદિ માટે ધનાદિનો ઉપયોગ કરવા ગુરુ તેને કહી શકે. ધન વગેરે ગુરુને સમર્પણ કર્યું હોય

* અર્થાત્ ચિત્ત દેખાવથી નહિ, કિંતુ વાસ્તવિક નિર્મલ હોવું જોઇએ.

તો ગુરુ અવસરે સંકોચ વિના તેને શાસનરક્ષા આદિ માટે ધનાદિનો ઉપયોગ કરવા કહી શકે, અન્યથા સંકોચ થાય. શ્રાવકની ભાવના એ જ હોવી જોઇએ કે ધન વગેરે મારી વસ્તુનો પહેલો ઉપયોગ શાસન માટે, પછી મારા માટે.] (૨૯)

આત્મનિવેદનનું મહત્ત્વ—

एसा खलु गुरुभत्ती, उक्कोसो एस दाणधम्मो उ।
भावविसुद्धीइ दढं, इहरा विय बीयमेयस्स ॥३०॥

આ આત્મનિવેદન જ ગુરુભક્તિ છે. કહ્યું છે કે:-

का भक्तिस्तस्य येनात्मा, सर्वथा न नियुज्यते।
अशक्तेः कार्यमेवाहु-रंशेनाप्यनियोजनम् ॥

"જે પોતાનો આત્મા (ગુરુને) સર્વથા સમર્પિત કરતો નથી તેની શું ભક્તિ છે? અર્થાત્ તેની ભક્તિ નથી. પોતાના આત્માનું આંશિક પણ સમર્પણ ન કરવું એ અશક્તિનું કાર્ય છે એમ (જ્ઞાનીઓ) કહે છે."

ગુરુભક્તિ સદા કરવી જોઇએ. કારણ કે ગુરુના ઉપકારનો બદલો વાળી શકાય તેમ નથી, અને ગુરુભક્તિ મહાન ફળ આપનારી છે. આ બે મુદ્દાનું સમર્થન કરનાર પાઠ પ્રમાણે છે. तिण्हं दुप्पडियारं समणाउसो, तं जहा-अम्मापि रस्स गुरुस्स भत्तिस्स= (સ્થા૦ અ૦ ૨ ઉ૦ ૧ સૂ૦ ૧૩) હે આયુષ્યમાન શ્રમણ! "માતા-પિતા, ધર્માચાર્યો અને સ્વામી (આજીવિકામાં મદદરૂપ બન... વગેરે) ત્રણના ઉપકારનો બદલો વાળવો દુઃશકય છે."

गुरुभक्तेः श्रुतज्ञानं, भवेत् कल्पतरूपमम्।
लोकद्वितयमाविन्यस्ततः स्युः सर्वसंपदः ॥

"ગુરુભક્તિથી કલ્પતરુ સમાન શ્રુતજ્ઞાન થાય છે. તેનાથી આ લોક અને પરલોકમાં થનારી સર્વ પ્રકારની સંપત્તિ મળે છે."

આ આત્મનિવેદન જ ઉત્તમ દાનધર્મ છે. બીજી વસ્તુ આપવાથી તે એક જ વસ્તુ આપી શકાય, જ્યારે આત્મનિવેદન કરવાથી તો બધું જ આપ્યું ગણાય: ધર્મીએ દાનધર્મ કરવો જોઈએ. કારણ કે તે મહાન ફળ આપે છે. કહ્યું છે કે—

दानात् कीर्तिः सुधाशुभ्रा, दानात्सौभाग्यमुत्तमम् ।
दानात् कामार्थमोक्षाः स्यु–र्दानधर्मो परस्ततः ॥

"દાનથી ચંદ્ર જેવી નિર્મલ કીર્તિ થાય છે, દાનથી ઉત્તમ સૌભાગ્ય પ્રાપ્ત થાય છે, દાનથી કામ (-સંસારસુખ), ધન અને મોક્ષ મળે છે. આથી દાનધર્મ શ્રેષ્ઠ છે"

આ આત્મનિવેદન અતિશય વિશુદ્ધભાવથી કરવું જોઈએ. વિશુદ્ધભાવથી જ કરેલું આત્મનિવેદન ઉત્કૃષ્ટ દાનધર્મ છે.

આત્મનિવેદનમાં કીર્તિ આદિની અપેક્ષા રાખવાથી ભાવ મલિન બની જાય છે. આથી આત્મનિવેદનમાં કીર્તિ આદિની અપેક્ષા નહિ રાખવી જોઈએ.

પ્રશ્ન:— વિશુદ્ધ ભાવ વિના કરેલું આત્મનિવેદન સર્વથા નિષ્ફળ બને છે ?

ઉત્તર:— ના, વિશુદ્ધ ભાવ વિના કરેલું આત્મનિવેદન ઉત્કૃષ્ટ દાનધર્મનું (=વિશુદ્ધ ભાવવાળા આત્મનિવેદનનું) બીજ છે. અર્થાત્ તેમાંથી ભવિષ્યમાં વિશુદ્ધભાવવાળું આત્મ-

સાચી દીક્ષાનાં ચિહ્નો બતાવે છે:

अहिगयगुणसाहम्मियपीई बोह गुरुभत्तिवुड्ढी य।
लिंगं अत्ताभिगामी, पइदियहं सम्मदिक्खाए ॥३७॥

સમ્યગ્દર્શન અને સમ્યગ્દર્શનની સાથે પ્રગટેલા શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા, આસ્તિક્ય, શુશ્રૂષા, ધર્મરાગ અને દેવ-ગુરુની વૈયાવચ્ચ વગેરે દીક્ષાના ગુણો, સાધર્મિક પ્રેમ, જીવાદિ તત્ત્વોનો બોધ અને ગુરુભક્તિ એ ચારની પ્રતિદિન વૃદ્ધિ એ સાચી દીક્ષાનું ચોક્કસ લક્ષણ છે. અર્થાત્ જેનામાં આ ચારની વૃદ્ધિ દેખાય તેની દીક્ષા અવશ્ય સાચી છે—સફળ છે અને જેનામાં આનાથી વિપરીત દેખાય તેની દીક્ષા ખોટી છે-નિષ્ફળ છે. (૩૭)

પ્રસ્તુત સમ્યગ્દર્શન વગેરે ગુણોની વૃદ્ધિનું કારણ:—

परिसुद्धभावओ तह, कम्मखओवसमजोगओ होइ।
अहिगयगुणवुड्ढी खलु, कारणओ कज्जभावेण ॥३८॥

દીક્ષાસ્વીકારરૂપ વિશુદ્ધ અધ્યવસાયથી સમ્યગ્દર્શનાદિ ગુણો ઉપર આવરણરૂપ કર્મોનો ક્ષયોપશમ થાય છે. એ કર્મક્ષયોપશમથી પ્રસ્તુત સમ્યગ્દર્શનાદિ ગુણોની વૃદ્ધિ અવશ્ય થાય છે. કારણથી કાર્ય થાય એ નિયમ છે. (સંપૂર્ણ) કારણ હાજર હોય અને કાર્ય ન થાય એ બને જ નહિ. એટલે અહીં જેની દીક્ષા સાચી છે તેને વિશુદ્ધ અધ્યવસાય અવશ્ય હોય. (સૂક્ષ્મદૃષ્ટિથી તો વિશુદ્ધ અધ્યવસાય એ જ દીક્ષા* છે)

---

* परिशुद्धभावतः-अतिशुद्धाध्यवसायात् तथेति-तथाप्रकाराद्, दीक्षाप्रतिपत्तिरूपादित्यर्थः। આમ સમ્યગ્ દીક્ષા સ્વીકાર એ જ વિશુદ્ધ ભાવ છે. અથવા વિશુદ્ધભાવ એજ સમ્યગ્ દીક્ષા છે. આથી

એ વિશુદ્ધ અધ્યવસાયથી સમ્યગ્દર્શનાદિગુણોને રોકનારા કર્મોનો ક્ષયોપશમ અવશ્ય થાય છે. એ કર્મક્ષયોપશમથી સમ્યગ્દર્શનાદિ ગુણોની વૃદ્ધિ અવશ્ય થાય છે. માટે સમ્યગ્દર્શનાદિ ગુણોની વૃદ્ધિ સાથી દીક્ષાનું લિંગ—ચિહ્ન છે.

સમ્યગ્દર્શનાદિ ગુણોની વૃદ્ધિમાં કર્મક્ષયોપશમ કારણ છે, અને દીક્ષારૂપ વિશુદ્ધભાવ કારણનું કારણ છે, અર્થાત્ કર્મક્ષયોપશમનું કારણ બનવા દ્વારા કારણ છે. (૩૮)

સાધર્મિકપ્રેમની વૃદ્ધિનું કારણ:—

धम्मम्मि य वहुमाणा, +पहाणभावेण तदणुरागाओ।
×साहम्मियपीतीए, उ हंदि वुड्ढी धुवा होइ ॥३९॥

દીક્ષિતને ધર્મ ઉપર બહુમાન-પક્ષપાત છે અને સાધર્મિકો ધર્મને પ્રધાન માનનારા છે. આથી દીક્ષિતને સાધર્મિકો ઉપર સ્નેહ થાય છે. સાધર્મિકસ્નેહના કારણે સાધ-

---

૪ ટીકામાં तत्र दीक्षारूपविशुद्धभावः कारणकारणं, कर्मक्षयोपशमस्तु कारणं એમ વિશુદ્ધભાવને દીક્ષારૂપ જણાવ્યો છે.

+ प्रधानभावेन-प्राधान्याच्च, धर्मप्रधानत्वात् साधर्मिकाणामिति हृदयम्। આનાથી એ સિદ્ધ થાય છે કે બંને ધર્મને પ્રધાન માનનારા હોય તો જ પરસ્પર સાધર્મિક સંબંધ વાસ્તવિક થાય છે. એક ધર્મને પ્રધાન માને પણ બીજો ધર્મને પ્રધાન ન માને તો તેની સાથે સાધર્મિક સંબંધ ન થઈ શકે. એક ધર્મને પ્રધાન ન ાને પણ બીજો ધર્મને પ્રધાન માને તો પણ તેની સાથે સાધર્મિક સંબંધ ન થઇ શકે.

× साधर्मिकप्रीतेः-समानधर्मजनविषयप्रेमजन्यवात्सल्यस्य, कारणे कार्योपचारात्।

"મદ અને મદન ઉપર વિજય મેળવનાર, મન-વચન-કાયાના વિકારોથી રહિત, અને ભૌતિક આકાંક્ષાઓથી રહિત સાધુઓને અહીં જ મોક્ષ છે." ( ૪૩ )

જિનદીક્ષાવિધિનું મહત્ત્વઃ—

जिणदीक्खाविहाणमेयं, भाविज्जंतं तु तन्तणीतीए ।
सइ अपुणबंधगाणं, कुग्गहविरहं लहुं कुणइ ॥४४॥

આ જિનદીક્ષાવિધિની આગમ પ્રમાણે વિચારણા પણ સકૃદ્બંધક અને અપુનર્બંધકના કદાગ્રહનો ત્યાગ જલદી કરે છે. (જો વિચારણાથી પણ આટલો લાભ થાય છે તો આચરણાથી અવશ્ય અધિક લાભ થાય.)

જે યથાપ્રવૃત્તિકરણથી ગ્રંથિદેશે આવી ગયો છે, પણ ગ્રંથિનો ભેદ નહિ કરે અને ફરી એકવાર કર્મોની ઉત્કૃષ્ટ સ્થિતિનો બંધ કરશે તે સકૃદ્બંધક છે. જે યથાપ્રવૃત્તિકરણથી ગ્રંથિદેશે આવી ગયો છે, તથા ફરી ઉત્કૃષ્ટસ્થિતિનો બંધ નહિ કરે અને ગ્રંથિભેદ કરશે તે જીવ અપુનર્બંધક છે. આ બંનેને ગ્રંથિભેદ થયો ન હોવાથી (=સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થઈ ન હોવાથી) કદાગ્રહ સંભવે છે, પણ અવિરત સમ્યગ્દૃષ્ટિ વગેરે જીવોને કદાગ્રહ ન હોય.

**પ્રશ્નઃ**- અહીં સકૃદ્બંધક અને અપુનર્બંધક એ બેનો જ ઉલ્લેખ કેમ કર્યો ? માર્ગાભિમુખ અને માર્ગપતિતનો ઉલ્લેખ કેમ ન કર્યો ? શું તેમને કુગ્રહ ન હોય ?

**ઉત્તરઃ**- માર્ગાભિમુખ અને માર્ગપતિતમાં કદાગ્રહનો સંભવ હોવા છતાં જિનદીક્ષાવિધિની ભાવનામાત્રથી તેમના

અહનો ત્યાગ ન થાય. આથી અહીં (૪૪મી ગાથામાં) એનો ઉલ્લેખ કર્યો નથી *

ૃદ્બંધક અને અપુનર્બંધકને ભાવસમ્યક્ત્વ ન હોવાથી યસંમ્યક્ત્વનું આરોપણ કરી દીક્ષા આપવામાં આવે છે.

મૂળગાથામાં 'વિરહ' શબ્દના પ્રયોગથી આ ગ્રંથની ના આચાર્ય શ્રી હરિભદ્રસૂરિ મહારાજે કરી છે એમ ણાવ્યું છે. કારણ કે તેઓશ્રીના દરેકગ્રંથમાં 'વિરહ' શબ્દનો યોગ હોવાથી 'વિરહ'શબ્દ તેમના ગ્રંથોની નિશાની છે. (૪૪)

---

અહીંમુદ્રિતપ્રતમાં मार्गाभिमुखमार्गपतितयोस्तु कुमहर्सभवेऽपि याग एव तद्भावनामाग्रसाध्य इत्यत उक्त सकृद्वन्धकापुर्नबन्धकयोरिति । આ પ્રમાણે પાઠ છે. અહીં મને અશુદ્ધિ 'જણાય तद्भावनामाग्रसाध्यः ના સ્થાને तद्भावनामात्रासाध्यः એમ ઠ હોવો જોઇએ એવી કલ્પના કરીને તે પ્રમાણે અહીં ગુજરાતીમાં ર્થ લખ્યો છે. આવી કલ્પના કરવાનું કારણ એક જ છે કે ટીકાકારની ષ્ટિએ માર્ગાભિમુખ અને માર્ગપતિત અવસ્થા અપુનર્બંધકથી ઉતરતી ટાની છે. પ્રસ્તુત ગ્રંથના ત્રીજા પંચાશકની ત્રીજી અને સાતમી ગાથાની કા જોવાથી આ બાબત સ્પષ્ટ જણાઈ આવે છે. તથા અહીં મૂળ થામાં સકૃદ્બંધક-અપુનર્બંધકનો ઉલ્લેખ કર્યો છે અને માર્ગાભિમુખ માર્ગપતિતનો ઉલ્લેખ નથી કર્યો. માર્ગાભિમુખ અને માર્ગપતિત કૃદ્બંધકથી પણ ઉતરતી કોટિના સિદ્ધ થાય છે.

## ૩ ચૈત્યવંદનવિધિ પંચાશક

બીજા પંચાશકમાં જિનદીક્ષાનો વિધિ કહ્યો. જિનદીક્ષાનો સ્વીકાર કરનારે પ્રતિદિન જિનમૂર્તિ સમક્ષ ચૈત્યવંદન કરવું જોઈએ. આથી અહીં ચૈત્યવંદનનો વિધિ કહેવા મંગલ વગેરેનો નિર્દેશ કરે છે:—

नमिऊण वद्धमाणं, सम्मं वोच्छामि वंदणविहाणं ।
उक्कोसाइतिभेयं, मुद्दाविण्णासपरिसुद्धं ॥ १ ॥

શ્રી વર્ધમાન સ્વામીને ભાવથી નમસ્કાર કરીને મુદ્રાઓની વિધિથી પરિશુદ્ધ ઉત્કૃષ્ટ, મધ્યમ અને જઘન્ય એમ ત્રણ પ્રકારના *વંદનનો વિધિ કહીશ. (૧)

ચૈત્યવંદનના ત્રણ પ્રકાર:—

णवकारेण जहण्णा, दंडगथुइजुयल मज्झिमा णेया ।
संपुण्णा उक्कोसा, विहिणा खलु वंदणा तिविहा ॥२॥

(ण० ज०=) સ્તુતિપૂર્વક નમસ્કાર જઘન્ય વંદન છે. (दं० म०) +અરિહંતચેઈયાણં અને સ્તુતિ એ બે મધ્યમ વંદન છે.

મધ્યમ ચૈત્યવંદનની આ વ્યાખ્યા નીચેની બૃહત્કલ્પની ગાથાના આધારે કરે છે.

निस्सकडमनिस्से वा, वि चेइए सव्वहिं थुई तिन्नि ।
वेलं च चेइयाणि य, णाउं एक्किक्किया वा वि ॥१८०४॥

“કોઈ એક ગચ્છનું મંદિર હોય કે સર્વ ગચ્છ માટે સાધારણ મંદિર હોય—એ બધા મંદિરોમાં ત્રણ સ્તુતિથી

---

* આ પંચાશકમાં બધા સ્થળે ‘વંદન’ શબ્દથી ચૈત્યવંદન સમજવું.

+ નમુત્થુણં, અરિહંતચેઇયાણં, લોગસ્સ પુક્ખરવરદીવડ્ઢે, સિદ્ધાણં–બુદ્ધાણં એ પાંચની દંડક સંજ્ઞા છે. અહીં એક દંડક અને એક સ્તુતિ એ બે મળીને મધ્યમવંદન છે. એટલે ‘દંડક’ શબ્દથી અરિહંતચેઇયાણં સમજી શકાય છે. કારણ કે તેના પછી સ્તુતિ આવે છે.

ચૈત્યવંદન કરવું. સમય અને ચૈત્યોને જાણીને, અર્થાત્ ચૈત્યો ઘણા હોય અને બધે ત્રણ સ્તુતિ કરવાથી સમય પહોંચે તેમ ન હોય તો બધે એક એક સ્તુતિથી ચૈત્યવંદન કરે."

[ આ ગાથાની સાક્ષી આપવાનો ભાવ એ છે કે આમાં મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ બે પ્રકારનું ચૈત્યવંદન બતાવ્યું છે. તેમાં ત્રણ સ્તુતિથી ચૈત્યવંદન ઉત્કૃષ્ટ છે અને એક સ્તુતિથી મધ્યમ છે. કારણ કે એક સ્તુતિથી થતા ચૈત્યવંદનમાં અરિહંતચેઈયાણં રૂપ એક દંડક સૂત્ર અને એક સ્તુતિ થાય છે.]

કેટલાક કહે છે કે- પાંચ દંડક સૂત્ર-અને ચાર સ્તુતિથી મધ્યમ ચૈત્યવંદન થાય છે.

(संपुण्णा उक्कोसा=) સંપૂર્ણ વંદન ઉત્કૃષ્ટ ચૈત્યવંદન છે, અર્થાત્ પાંચ દંડક સૂત્ર, ત્રણ સ્તુતિ અને પ્રણિધાન (જયવીયરાય) ના પાઠથી ઉત્કૃષ્ટ ચૈત્યવંદન થાય છે.

પ્રશ્ન:- પાંચ દંડકથી થતા દેવવંદનમાં ચાર સ્તુતિ આવે છે. જ્યારે અહીં ત્રણ સ્તુતિ કેમ કહી છે?

ઉત્તર:- કેટલાક ત્રણ સ્તુતિ જ માને છે, ચોથી સ્તુતિ અર્વાચીન (-નવી થયેલી) છે એમ માને છે. આથી અહીં ત્રણ સ્તુતિ માનનારના મત પ્રમાણે ત્રણ સ્તુતિ કહી છે.

પ્રશ્ન- કેટલાક ત્રણ સ્તુતિ શાના આધારે માને છે?

ઉત્તર- વ્યવહાર ભાષ્યની નીચેની ગાથાના આધારે માને છે.

तिन्नि वा कड्ढई जाव, थुईओ तिसिलोगिया ।
ताव तत्थ अणुन्नायं, कारणेण परेणऽवि (ઉ૦ ૯ ગા૦ ૭૩)

અપુનર્બંધકનું લક્ષણઃ—

पावं न तिव्वभावा, कुणइ ण वहु मण्णई भवं घोरं।
उचियट्ठिइं च सेवइ, सव्वत्थ वि अपुणबंधोत्ति ॥४॥

અપુનર્બંધક જીવ હિંસાદિ પાપ તીવ્રભાવથી-ગાઢ સંક્લિષ્ટપરિણામથી ન કરે, ભયંકર સંસાર ઉપર બહુમાન ન રાખે, દેશ-કાલ આદિ સંયોગોની અપેક્ષાએ દેવ, ગુરુ, અતિથિ, માતા-પિતા આદિ બધા વિશે ઔચિત્યનું પાલન કરે=દેવાદિને +અનુરૂપ સેવા-ભક્તિ કરે.×

**પ્રશ્નઃ**- અપુનર્બંધક તીવ્રભાવથી પાપ ન કરે તેનું શું કારણ ?

**ઉત્તરઃ**- અત્યંત પ્રબળ મિથ્યાત્વ આદિ કર્મોના ક્ષયોપશમથી આત્મામાં અમુક પ્રકારની નિર્મલતા થઈ હોવાથી અપુનર્બંધક જીવ તીવ્રભાવથી પાપ ન કરે. તેવા પ્રકારના કર્મના ઉદયથી પાપ કરે, પણ મંદભાવથી કરે.

**પ્રશ્નઃ**- અપુનર્બંધકને સંસાર ઉપર બહુમાન કેમ ન હોય?

**ઉત્તરઃ**- તેને ભવની ભયાનકતાનું ભાન થઈ ગયું હોય છે. અપુનર્બંધક જીવ માર્ગાનુસારીપણાની સંમુખ હોવાથી તેનામાં આ ગુણો સ્વાભાવિક હોય છે.

**પ્રશ્નઃ**- અપુનર્બંધકમાં ગુણો સ્વાભાવિક હોય છે એ બરોબર, પણ માર્ગાનુસારીપણાની સંમુખ અવસ્થા સ્વાભાવિક હોય છે કે કોઈના ઉપદેશથી-પ્રેરણાથી આવે છે?

---

+ उचितस्थितिम्-अनुरूपप्रतिपत्तिम् ।

× યો. શ. ગા. ૧૩, ઉ. ર. ગા. ૨૨.

ઉત્તર:- તેનામાં મયૂરશિશુના દૃષ્ટાંતથી માર્ગાનુસારી, પણું સ્વાભાવિક હોય છે. જેમ મોરના બચ્ચાને ચિતરવાની જરૂર પડતી નથી, તે પોતાની યોગ્યતાથી સ્વાભાવિકપણે જ રંગીન હોય છે, તેમ અપુનર્બંધક જીવ તેના આત્મામાં થયેલા કર્મહ્રાસથી સ્વાભાવિકપણે જ માર્ગાનુસારીપણાની સંગુણ હોય છે. (૪)

સમ્યગ્દષ્ટિનું લક્ષણ:—

सुस्सूस धम्मराओ, गुरुदेवाणं जहासमाहीए ।
वेयावच्चे णियमो, सम्मद्दिट्ठिस्स लिंगाइं ॥५॥

ધર્મશાસ્ત્રને સાંભળવાની ઇચ્છા, મારે દેવ અને ગુરુનું કાર્ય અવશ્ય કરવું એવા આગ્રહરૂપ શુભઅનુષ્ઠાનો પ્રત્યે અનુરાગ અને (जहा०=) સ્વશક્તિ અને સંયોગ આદિ પ્રમાણે દેવ-ગુરુની વૈયાવચ્ચનો—મારે દેવ અને ગુરુનું અમુક કાર્ય અવશ્ય કરવું એવા આગ્રહરૂપ નિયમ એ ત્રણ સમ્યગ્દષ્ટિનાં લક્ષણો છે.*

સંગીતપ્રિય (યુવાન, સંગીતમાં ચતુર, સ્ત્રીયુક્ત અને કામી) પુરુષને દિવ્ય સંગીત સાંભળવામાં જે રાગ હોય તેનાથી પણ અધિક રાગ સમ્યગ્દષ્ટિને ધર્મશ્રવણમાં હોય. સામગ્રીની ખામીના કારણે કુશલ અનુષ્ઠાનો ન કરી

* પો૦ ૧૧ ગા. ૧ વગેરે, યો. બિં. ગા. ૨૫૩ વગેરે, યો. શ૦ ગા. ૧૪, ઉ. ર. ગા. ૨૩

ફલ પ્રવૃત્તિ કરે છે. જેમ કે માષતુષ મુનિ. તેઓને આત્મા, મોક્ષ, મોક્ષમાર્ગ આદિનો વિશેષ બોધ ન હોવા છતાં ગુર્વાજ્ઞાના પાલનથી મોક્ષ પામી ગયા. જો વિશેષબોધથી રહિત પણ માર્ગાનુસારી જીવની મોક્ષને અનુકૂળ પ્રવૃત્તિ હોય તો વિશેષબોધથી યુક્ત માર્ગાનુસારી જીવની સુતરાં મોક્ષને અનુકૂળ પ્રવૃત્તિ હોય. આમ માર્ગાનુસારી જીવ અવશ્ય મોક્ષ પામે છે. કારણ કે તેને ચારિત્રાવરણીય કર્મનો ક્ષયોપશમ થયેલો હોય છે. ચારિત્રમોહનીયના ક્ષયોપશમ વિના માર્ગાનુસારીપણું આવી શકતું નથી. ચારિત્રમોહનીય કર્મનો ક્ષયોપશમ મોક્ષનું અવંધ્ય (સફળ) કારણ છે.

(૨) શ્રદ્ધાળુઃ— શ્રદ્ધાળુ એટલે મોક્ષ અને મોક્ષમાર્ગ પ્રત્યે તાત્ત્વિક શ્રદ્ધાવાળો–રુચિવાળો. ધનના અર્થીને નિધાન પ્રત્યે અને નિધાનને ગ્રહણ કરવાની વિધિના ઉપદેશ પ્રત્યે જેવી શ્રદ્ધા-રુચિ હોય, તેવી શ્રદ્ધા–રુચિ ચારિત્રીને મોક્ષ અને મોક્ષમાર્ગ પ્રત્યે હોય છે. કારણ કે તેનામાં તાત્ત્વિક શ્રદ્ધાને રોકનાર દર્શનમોહ આદિ કર્મોનો ક્ષયોપશમ થયો હોય છે.

(૩) પ્રજ્ઞાપનીયઃ— પ્રજ્ઞાપનીય એટલે સમજાવી શકા[illegible]. પ્રજ્ઞાપનીય જીવ અનાભોગ આદિના કારણે વિપરીત [illegible] ગીતાર્થ મહાપુરુષ તેની ભૂલ સમજાવે [illegible] સ્વીકાર કરી લે, અને વિપરીત [illegible] જેમ કોઈ પુરુષ નિધાન ગ્રહણ [illegible] સમજાવે તો તુરત પોતાની [illegible] પ્રજ્ઞાપનીયના [illegible]

કદાગ્રહ છે. શ્રદ્ધાળુ ચારિત્રીમાં દર્શનમોહનો વિશિષ્ટ પ્રકારે ક્ષયોપશમ થયો હોવાથી +કદાગ્રહ હોતો નથી. આથી ચારિત્રી પ્રજ્ઞાપનીય-સુખે સમજાવી શકાય તેવો હોય છે. જે જીવ માર્ગાનુસારી અને શ્રદ્ધાળુ હોય તે અવશ્ય પ્રજ્ઞાપનીય હોય છે. એટલે જેનામાં પ્રજ્ઞાપનીયતા ગુણ નથી તે જીવ નથી ચારિત્રી અને નથી તો શ્રદ્ધાળુ.

(૪) ×ક્રિયાતત્પર- ચારિત્રી માર્ગાનુસારી અને શ્રદ્ધાળુ હોવાના કારણે જેમ પ્રજ્ઞાપનીય હોય છે, તેમ મોક્ષસાધક અનુષ્ઠાનો આચરવામાં નિધાન ગ્રહણ કરનાર પુરુષની જેમ તત્પર રહે છે. અર્થાત્ નિધાનની ઇચ્છાવાળો જીવ નિધાન

+ ચારિત્રીને પણ જીવાદિ તત્ત્વો વિશે મતિમોહ થઇ જાય એ સંભવિત છે. મતિમોહ થઇ જાય ત્યારે બીજાના સમજાવવાથી મારી ભૂલ છે એમ સમજમાં આવવા છતાં અહંકાર આદિના કારણે કદાગ્રહથી પોતાનું માનેલું ન છોડે તો મિથ્યાત્વી બને છે. હવે એવું પણ બને કે પોતાની માન્યતાને ખોટી ઠરાવવા સામો માણસ જે દલીલો આપતો હોય તે દલીલો પોતાને ઠીક ન લાગતી હોય અને અમુક અમુક કારણોથી મારું માનેલું સાચું છે-જિનોક્ત છે એમ હાર્દિકપણે લાગતું હોય એથી પોતાનું માનેલું ન છોડે તો મિથ્યાત્વી ન બને. આથી જ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ અને શ્રી સિદ્ધસેન દિવાકર એ બંને પોતપોતાની માન્યતામાં મક્કમ રહેવા છતાં મિથ્યાત્વી ન બન્યા. (ધર્મસંગ્રહ આભિનિવેશિક મિથ્યાત્વના વર્ણનના આધારે.)

× एवशब्दोऽवधारणे, क्रियापर एव, नाक्रियापरोऽपि, सत्क्रियारूपत्वाच्चारित्रस्य ।

તે જીવોને તેનો તેનો ધર્મોપદેશ કરે. મોક્ષમાર્ગથી વિપરીત ઉપદેશનો ત્યાગ કરીને આગમોક્ત જ ધર્મોપદેશ કરે. આવા જીવની આવી દેશના શુદ્ધ દેશના છે. આમાં નીચે પ્રમાણે છ મુદ્દા આવે છે.

(૧) ગુરુ પાસે સારી રીતે અભ્યાસ કરીને પરમાર્થવેદી બનવું જોઈએ.

(૨) ધર્મોપદેશ આપવા માટે ગુરુની અનુજ્ઞા મળવી જોઈએ.

(૩) સ્વપક્ષ-પરપક્ષમાં રાગ-દ્વેષનો ત્યાગ જોઈએ.

(૪) અયોગ્ય જીવોને ઉપદેશ ન આપવો જોઈએ.

(૫) યોગ્ય જીવોને પણ તેમની યોગ્યતા મુજબ જ ઉપદેશ આપવો જોઈએ.

(૬) જિનાજ્ઞાવિરુદ્ધ ઉપદેશ ન થઈ જાય તેની પૂર્ણ કાળજી જોઈએ.

(૪) સ્ખલિતપરિશુદ્ધિઃ- શ્રદ્ધાળુ જીવ પ્રમાદ આદિથી ચારિત્રમાં લાગેલા અતિચારોની આલોચનાથી શુદ્ધિ કરી લે છે.×

ગુણાનુરાગનાં લક્ષણોઃ— (૧) જ્ઞાનાદિગુણોને મલિન કરનાર દુષ્ટપ્રવૃત્તિનો ત્યાગ કરે. (૨) બીજાઓના મોટા પણ દોષોની ઉપેક્ષા કરી નાના પણ ગુણની મહાન ગુણ તરીકે પ્રશંસા કરે. (૩) પોતાના મહાન અને ઘણા પણ ગુણો તરફ ઉપેક્ષા કરે અને નાના પણ દોષને મહાન તરીકે જોઈને પોતાની નિંદા કરે. (૪) મેળવેલા-પ્રાપ્ત થયેલા જ્ઞાનાદિ

× શ્રદ્ધાના વિધિસેવા આદિ લક્ષણો માટે જુઓ ધ૦ પ્ર૦ ગા૦ ૯૦ વગેરે.

ગુણોનું કાળજીથી રક્ષણ કરે. (૫) ગુણીજનના સંગથી આનંદ અનુભવે. (૬) અધિક ગુણોને મેળવવા ભાવપૂર્વક ઉદ્યમ કરે. (૭) અન્ય ઉપર ગુણના કારણે જ રાગ કરે. આથી જ સ્વજન, બંધુ, ઉપકારી, એક સમુદાયના સાધુ વગેરે પણ જો નિર્ગુણ હોય તો તેમના ઉપર રાગ ન કરે. અલબત્ત, કરુણાભાવનાથી નિર્ગુણી સ્વજનાદિને ગુણી બનાવવા ઉપદેશ આદિથી શક્ય પ્રયત્ન કરે, છતાં જો ગુણી ન બને તો તેમની ઉપેક્ષા કરે, એટલે કે તેમના ઉપર રાગ ન કરે. કારણ કે ગુણના યોગે જ થતો રાગ લાભ કરે છે. નિર્ગુણી ઉપર સ્વજનાદિના કારણે થતો રાગ નુકશાન કરે છે. છતાં તેમના ઉપર દ્વેષભાવ પણ ન કરે. એટલે શક્ય પ્રયત્ન કરવા છતાં ગુણી ન બને-સુધરે નહિ તો તેમના પ્રત્યે રાગદ્વેષથી રહિત બને છે-ઉપેક્ષા ધારણ કરે છે.

×ગુણાનુરાગનું ફલઃ— ગુણાનુરાગથી નવા ગુણોની પ્રાપ્તિ થાય છે. પ્રાપ્ત ગુણોની રક્ષા-શુદ્ધિ-વૃદ્ધિ થાય છે. કદાચ તેવા કર્મ આદિના કારણે આ ભવમાં નવા ગુણોની પ્રાપ્તિ ન થાય તો ભવાંતરમાં નવા ગુણો બહુ જ સુલભ બને છે. (૬)

અપુનર્બંધક આદિ સિવાયના જીવોમાં ચૈત્યવંદનની અયોગ્યતાઃ—

एते अहिगारिणो इह, ण उ सेसा दव्वओ वि जं एसा ।
इयरीए जोग्गयाए, सेसाण उ अप्पहाणत्ति ॥७॥

× ગુણાનુરાગના ફલ અને લક્ષણ માટે જુઓ ધ૦ પ્ર૦ ગા. ૧૨૧ વગેરે

(૨) અગ્રપૂજાઃ—ભગવાન સમક્ષ થોડા દૂર ઊભા રહી પૂજા થાય તે.

(૩) ભાવપૂજાઃ—સ્તુતિ અને ચૈત્યવંદન એ ભાવપૂજા છે.

પૂજાના અનેક પ્રકારો છે. એમાં આઠ પ્રકારો અષ્ટપ્રકારી પૂજા તરીકે પ્રસિધ્ધ છે. અષ્ટપ્રકારી પૂજાનો અંગપૂજા ને અગ્ર પૂજામાં સમાવેશ થાય છે. જલ-ચંદન-પુષ્પ-ધૂપ દીપ-અક્ષત નૈવેદ્ય-ફલ એ આઠથી થતી પૂજા અષ્ટપ્રકારી કેવાય છે. તેમાં જલ-ચંદન-પુષ્પ એ ત્રણેનો અંગપૂજામાં માવેશ થાય છે. કારણ કે એ ત્રણ પૂજા ભગવાનના અંગને શીને થાય છે. બાકીની ધૂપ આદિ પાંચ પૂજા અગ્રપૂજા . કારણ કે ભગવાનના સ્પર્શ વિના ભગવાન સમક્ષ ય છે.

પૂજાના દ્રવ્યપૂજા અને ભાવપૂજા એમ બે પ્રકારો છે. વ્યથી (બાહ્ય વસ્તુથી) થતી પૂજા દ્રવ્યપૂજા છે. દ્રવ્ય વિના વળ ભાવથી થતી પૂજા ભાવપૂજા છે. અંગપૂજા અને ગ્રપૂજા અથવા તો અષ્ટપ્રકારી પૂજા દ્રવ્યપૂજા છે. સ્તુતિ-ત્યવંદન ભાવપૂજા છે.

૫-અવસ્થાત્રિક-

ભગવાનની પિંડસ્થ પદસ્થ અને રૂપાતીત એ ત્રણ વસ્થાનું ચિંતન કરવું તે અવસ્થાત્રિક.

(૧) પિંડસ્થઃ-પિંડસ્થ અવસ્થામાં ભગવાનની જન્મ, જ્ય અને શ્રમણ એ ત્રણ અવસ્થાઓનું ચિંતન કરવાનું . જન્મ અવસ્થામાં ભગવાનના જન્મ સમયે ૫૬ દિગ્કુમા-

રિકાઓ આવીને પ્રસૂતિકાર્ય કરે છે. ઇંદ્રનું સિંહાસન કંપે છે, ઇંદ્રો અને દેવતાઓ ભગવાનને મેરુ પર્વત ઉપર લઈ જઈને જન્માભિષેક કરે છે...દિક્કુમારિકાઓ, ઇંદ્રો, દેવતાઓ ભગવાનની આવી ભક્તિ કરે છે છતાં ભગવાનના અંતરમાં એ બદલ જરાય ગર્વ થતો નથી. આવી બીજી પણ જન્મ સમયની અનેક બાબતોનું ચિંતન કરવું જોઈએ. રાજ્યાવસ્થામાં ભગવાન રાજ્ય કરતા હોવા છતાં વિરાગભાવે રહે છે અનિચ્છાએ "ચારિત્ર મોહનીય કર્મો ખપાવવા માટે જ" રાજ્ય ચલાવે છે વગેરેનું ચિંતન કરવું જોઈએ. શ્રમણ અવસ્થામાં ભગવાન દીક્ષા લીધા પછી અપ્રમત્તપણે ચારિત્રનું પાલન કરે છે, ઘોર પરિષહો સહન કરે છે, ઘાતી કર્મો ખપાવીને કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે વગેરેનું ચિંતન કરવું જોઈએ.

(૨) **પદસ્થ:**– કેવલજ્ઞાન પછીની અવસ્થા પદસ્થ અવસ્થા છે. પદસ્થ અવસ્થામાં ભગવાન કેવળજ્ઞાનથી ભૂત ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળનું સઘળું જાણે છે. ધર્મતીર્થની સ્થાપના કરે છે. દરરોજ બે પહોર દેશના આપીને જીવોને ધર્મ પમાડે છે વગેરે ચિંતવવું જોઈએ.

૩ **રૂપાતીત:**– રૂપાતીત એટલે સિદ્ધ અવસ્થા. અરિહંત ભગવાન ઘાતી–અઘાતી સઘળા કર્મો ખપાવીને સિદ્ધ બને છે-મોક્ષમાં જાય છે. હવે તેમને જન્મ નહિ, મરણ નહિ, શરીર નહિ, કોઈ જાતનું જરા પણ દુઃખ નહિ, અનંત અવ્યાબાધ સુખની પ્રાપ્તિ થાય છે વગેરે ચિંતવવું.

## ૬ દિશિત્યાગત્રિક

ચૈત્યવંદન આદિમાં ભગવાનની મૂર્તિ જે દિશામાં હોય તે દિશામાં ભગવાન સમક્ષ દૃષ્ટિ રાખી બાકીની ત્રણે દિશાનો ત્યાગ કરવો જોઈએ. ગમે તેમ દૃષ્ટિ રાખવાથી ચિત્તચંચળતા, ભગવાનનો અવિનય-આશાતના વગેરે અનેક દોષો ઉત્પન્ન થાય.

## ૭. પ્રમાર્જનત્રિક

ચૈત્યવંદન શરૂ કરતાં પહેલા બેસવાની ભૂમિનું ત્રણવાર પ્રમાર્જન કરવું જોઈએ. પૌષધમાં રહેલા શ્રાવકે ચરવળાથી, સાધુએ રજોહરણથી, પૌષધ રહિત શ્રાવકે બેસના દશીવાળા છેડાથી અને શ્રાવિકાએ રૂમાલથી પ્રમાર્જન કરવું જોઈએ.

## ૮. વર્ણાદિત્રિક

સૂત્ર-અર્થ અને આલંબન એ વર્ણાદિત્રિક છે. સૂત્રઃ-ચૈત્યવંદન કરતાં સૂત્રોનો સ્પષ્ટ ઉચ્ચાર કરવો અને તેમાં ધ્યાન રાખવું. અર્થઃ-ચૈત્યવંદનનાં સૂત્રો બોલતાં તેના અર્થનો ઉપયોગ રાખવો. આલંબનઃ-ચૈત્યવંદનમાં મૂર્તિનું આલંબન રાખવું, અર્થાત્ દૃષ્ટિ ભગવાન સામે રાખવી.

## ૯. મુદ્રાત્રિક

યોગ, જિન અને મુક્તાશુક્તિ એ ત્રણ મુદ્રા (આકાર) મુદ્રાત્રિક છે.

(૧) યોગમુદ્રા :—આંગળીઓ પરસ્પરના આંતરે આવે અને વચમાં કમળના ડોડાની જેમ પોલા રહે એમ બે હાથ જોડીને સહેજ નમેલા કપાળ નીચે રાખવા, તથા બન્ને

રિકાઓ આવીને સૂતિકાકર્મ કરે છે. ઇંદ્રનું સિંહાસન કંપે છે, ઇંદ્રો અને દેવતાઓ ભગવાનને મેરુ પર્વત ઉપર લઈ જઈને જન્માભિષેક કરે છે...દિક્કુમારિકાઓ, ઇંદ્રો, દેવતાઓ ભગવાનની આવી ભક્તિ કરે છે છતાં ભગવાનના અંતરમાં એ બદલ જરાય ગર્વ થતો નથી. આવી બીજી પણ જન્મ સમયની અનેક બાબતોનું ચિંતન કરવું જોઈએ. રાજ્યાવસ્થામાં ભગવાન રાજ્ય કરતા હોવા છતાં વિરાગભાવે રહે છે અનિચ્છાએ "ચારિત્ર મોહનીય કર્મો ખપાવવા માટે જ રાજ્ય ચલાવે છે વગેરેનું ચિંતન કરવું જોઈએ. શ્રમણ અવસ્થામાં ભગવાન દીક્ષા લીધા પછી અપ્રમત્તપણે ચારિત્રનું પાલન કરે છે, ઘોર પરિષહો સહન કરે છે, ઘાતી કર્મો ખપાવીને કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે વગેરેનું ચિંતન કરવું જોઈએ.

(૨) પદસ્થઃ- કેવલજ્ઞાન પછીની અવસ્થા પદસ્થ અવસ્થા છે. પદસ્થ અવસ્થામાં ભગવાન કેવળજ્ઞાનથી ભૂત ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળનું સઘળું જાણે છે. ધર્મતીર્થની સ્થાપના કરે છે. દરરોજ બે પહોર દેશના આપીને જીવોને ધર્મ પમાડે છે વગેરે ચિંતવવું જોઈએ.

૩ રૂપાતીતઃ- રૂપાતીત એટલે સિદ્ધ અવસ્થા. અરિહંત ભગવાન ઘાતી-અઘાતી સઘળા કર્મો ખપાવીને સિદ્ધ બને છે-મોક્ષમાં જાય છે. હવે તેમને જન્મ નહિ, મરણ નહિ, શરીર નહિ, કોઈ જાતનું જરા પણ દુઃખ નહિ, અનંત અવ્યાબાધ સુખની પ્રાપ્તિ થાય છે વગેરે ચિંતવવું.

## ૬ દિશિત્યાગત્રિક

ચૈત્યવંદન આદિમાં ભગવાનની મૂર્તિ જે દિશામાં હોય તે દિશામાં ભગવાન સમક્ષ દૃષ્ટિ રાખી બાકીની ત્રણે દિશાનો ત્યાગ કરવો જોઈએ. ગમે તેમ દૃષ્ટિ રાખવાથી ચિત્તચંચલતા, ભગવાનનો અવિનય-આશાતના વગેરે અનેક દોષો ઉત્પન્ન થાય.

## ૭. પ્રમાર્જનત્રિક

ચૈત્યવંદન શરૂ કરતાં પહેલા બેસવાની ભૂમિનું ત્રણવાર પ્રમાર્જન કરવું જોઇએ. પૌષધમાં રહેલા શ્રાવકે ચરવળાથી, સાધુએ રજોહરણથી; પૌષધ રહિત શ્રાવકે ખેસના દશીવાળા છેડાથી અને શ્રાવિકાએ રૂમાલથી પ્રમાર્જન કરવું જોઈએ.

## ૮. વર્ણાદિત્રિક

સૂત્ર-અર્થ અને આલંબન એ વર્ણાદિત્રિક છે. સૂત્રઃ-ચૈત્યવંદન કરતાં સૂત્રોનો સ્પષ્ટ ઉચ્ચાર કરવો અને તેમાં ધ્યાન રાખવું. અર્થઃ-ચૈત્યવંદનનાં સૂત્રો બોલતાં તેના અર્થનો ઉપયોગ રાખવો. આલંબનઃ-ચૈત્યવંદનમાં મૂર્તિનું આલંબન રાખવું, અર્થાત્ દૃષ્ટિ ભગવાન સામે રાખવી.

## ૯. મુદ્રાત્રિક

યોગ, જિન અને મુક્તાશુક્તિ એ ત્રણ મુદ્રા (આકાર) મુદ્રાત્રિક છે.

(૧) યોગમુદ્રા .– આંગળીઓ પરસ્પરના આંતરે આવે અને વચમાં કમળના ડોડાની જેમ પોલા રહે એમ બે હાથ જોડીને સ્હેજ નમેલા કપાળ નીચે રાખવા, તથા બન્ને

ઉત્તરઃ-સદા સુંદર ભાવોની વૃદ્ધિ, અર્થાત્ રોમાંચ ખડા થવા વગેરે લક્ષણોથી જણાતી અતિશય ભક્તિરૂપ ભાવવૃદ્ધિ, ભાવનું પ્રધાન લક્ષણ છે. એક વાર શુભ ભાવ થાય તો જ ભાવની વૃદ્ધિ થાય, એકવાર પણ શુભ ભાવ થયા વિના ભાવની વૃદ્ધિ ન જ થાય. આથી શુભભાવવૃદ્ધિ જીવમાં થયેલા શુભભાવની સૂચક છે.

પ્રશ્ન : મરુદેવી માતા આદિને પહેલા તેવા ભાવો ન થયા હોવા છતાં શુભ ભાવોની વૃદ્ધિ થયેલી દેખાય છે. આથી "એકવાર શુભ ભાવ થાય તો જ શુભ ભાવની વૃદ્ધિ થાય" એ નિયમ સાથે વિરોધ આવે છે.

ઉત્તર :- માટે જ અહીં 'પ્રાયઃ' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. ક્યારેક જ બનતાં મરુદેવીમાતા આદિના દૃષ્ટાંતો સિવાય એ નિયમ છે.

કેટલાકો મૂળગાથામાં 'भाववुड्ढी उ' પાઠના સ્થાને 'भाववुड्ढीए' એવો પાઠ કહે છે. 'भाववुड्ढीए' પાઠ પ્રમાણે આ ગાથાનો અર્થ આ પ્રમાણે થાય :-એકવાર થયેલો ભાવ નવા ભાવને ઉત્પન્ન કરે છે. આથી એકવાર થયેલો ભાવ ભવિષ્યમાં થનારી ભાવવૃદ્ધિનું પ્રધાન લક્ષણ છે. અર્થાત્ એક વાર થયેલ ભાવ (નાશ પામશે તો પણ તેવા નિમિત્તોથી ફરી ઉત્પન્ન થઈ ને) અવશ્ય ભવિષ્યમાં ભાવની વૃદ્ધિ કરશે. (૧૧)

પ્રસ્તુત વિષયની દૃષ્ટાંતથી સિદ્ધિ :-

अमए देहगए जह, अपरिणयम्मि वि सुभा उ भावत्ति ।
तह मोक्खहेउअमए, अण्णेहि वि हंदि णिद्दिट्ठा ॥१२॥

જિનમુદ્રાથી બોલવાં. અર્થાત્ *ઊભા રહીને બોલાતાં સૂત્રો જિનમુદ્રાથી બોલવાં. (पणिहाणं □ मुत्तसुत्तीए) જયવીયરાય સૂત્ર મુક્તાશુક્તિ△ મુદ્રાથી કહેવું* (૧૭)

પંચાંગી મુદ્રાનું સ્વરૂપ:—

दो जाणू दोण्णि करा, पंचमंगं होइ उत्तमंगं तु।
सम्मं संपणिवाओ, णेयो पंचंगपणिवाओ ॥ १८ ॥

બે ઢીંચણ, બે હાથ અને મસ્તક એ પાંચ અંગોને ભક્તિપૂર્વક જમીનમાં સ્થાપન કરવાથી થતો પ્રણામ એ પંચાંગ પ્રણામ છે. (૧૮)

યોગમુદ્રાનું સ્વરૂપ—

अण्णोण्णन्तरि अंगुलिकोसाकारेहि दोहि हत्थेहिं।
पिट्टोवरि कोप्परसंठिएहि तह जोगमुद्दत्ति ॥१९॥

---

* ઊભા રહીને બોલાતાં સૂત્રોમાં હાથની યોગમુદ્રા અને પગની જિનમુદ્રા એમ બે મુદ્રા હોય છે. ગાથામાં પ્રધાનતાની અપેક્ષાએ એક જ જિનમુદ્રા કહી છે. (પ્રસ્તુત ગાથાની ટીકાનો ભાવ.)

□ प्रणिधानं शुभार्थप्रार्थनारूपं विशिष्टचित्तैकाग्रतागर्भं जयवीयराय इत्यादिपाठरूपम् ।

△ 'જાવંતિ ચેઈયાઈ' અને 'જાવંત કેવિ સાહૂ' એ બે સૂત્રો પણ પ્રણિધાન સૂત્ર હોવાથી મુક્તાશુક્તિ મુદ્રાથી બોલાય છે.

* ૧૭ થી ૨૧ સુધીની પાંચ ગાથાઓ ચૈ૦ મ૦ ભા૦ (ગા૦ ૨૩૬ થી ) માં છે. અને ૧૮ મી ગાથા સિવાય ચાર ગાથાઓ ચૈ૦ મ૦ (ગા૦ ૧૫ થી ૧૮)

નીકળીને આવી હોવા છતાં આપણને સ્પષ્ટ દેખાતી નથી. છતાં નીકળેલી છે એમ માનવું પડે. કારણ કે મૂળ ઘરના બારણામાંથી નીકળ્યા વિના બીજા ઘરમાં આવે શી રીતે! જેમ અહીં ઘરના બારણામાંથી નીકળેલી પ્રભા દેખાતી ન હોવા છતાં છે એમ માનવું પડે છે, તેમ છિન્ન (=મૂળ જ્વાલાથી છૂટી પડેલી) જ્વાલા મૂળજ્વાલા સાથે સંબંધવાળી દેખાતી નથી- છૂટી પડેલી દેખાય છે. પણ તેના પરમાણુઓ રૂપાંતર પામીને ત્યાં અવશ્ય રહેલા હોવાથી છિન્નજ્વાલા મૂળ જ્વાલા સાથે સંબંધવાળી માનવી પડે છે. જેમ અહીં છૂટી પડેલી જ્વાલાના પરમાણુઓ હોવા છતાં આપણને દેખાતા નથી, તેમ પ્રસ્તુતમાં ચૈત્યવંદનમાં જુદા જુદા સમયે ભિન્ન ભિન્ન ઉપયોગ હોવા છતાં ઉપયોગનું પરાવર્તન અતિશય ઝડપથી થતું હોવાથી આપણને એક જ ઉપયોગ ભાસે છે. +

અથવા ઉમાડિયું ગોળ ભમાવતાં તેની જ્વાલા ચક્રાકારે દેખાય છે. અહીં જ્વાલા ચક્રાકારે નથી. જ્વાલા પોતાના નિયત સ્થાનમાં જ રહેલી હોય છે. છતાં ગોળ ભમાવવામાં એનું સ્થાન બહુ જ જલદી ફરતું જાય છે, એથી અમુક ગોળ વિભાગમાં બધે જ્વાલા દેખાય છે. તેમ વર્ણથી અર્થમાં અને અર્થથી વર્ણમાં ઇત્યાદિરૂપે ભિન્ન ભિન્ન ઉપયોગ

+ આ વિષય ઉત્પલશતપત્રભેદના દૃષ્ટાંતથી પણ સમજી શકાય છે. કમળના સો પાંદડાની થપ્પીને સોયથી ભેદતાં બધા પાંદડાં એકી સાથે ભેદાઈ ગયા એમ આપણને લાગે છે. પણ વાસ્તવિક તો ક્રમશઃ એક એક પાંદડું ભેદાય છે.

.વા છતાં ચિત્તની ગતિ અતિશીઘ્ર થતી હોવાથી તે ભેદ ખાતો નથી. (૨૨)

જ્વાલા દૃષ્ટાંતનું સમર્થનઃ—

ण य तत्थ वि तदणूणं, हंदि अभावो ण ओवलंभोऽवि ।
चित्तस्स त्ति विण्णेओ, एवं सेसोवओगेसु ॥२३॥

(तत्थवि=) જ્વાલાનો છેદ થવામાં પણ, અર્થાત્ જ્વાલાનો દ થવા છતાં (નવી નવી જ્વાલાઓ નીકળીને મૂલજ્વાલાથી ટી પડતી હોવા છતાં), (तदणूणं अभावो न=) છૂટી પડેલી વાલાઓના પરમાણુઓનો અભાવ નથી. કારણ કે જો તેમનો =છૂટી પડેલી જ્વાલાના પરમાણુઓનો ) સર્વથા અભાવ ાનવામાં આવે તો જ્વાલાની સંતતિ (-પ્રવાહ) જે દેખાય તે ન દેખાય. નવી નવી જ્વાલાઓ મૂળ જ્વાલાથી છૂટી ડતી હોવા છતાં (ण उवलंभो वि=) છૂટી પડેલી જ્વાલાના રમાણુઓ દેખાતા નથી.*

ગોળ ભમાવવાના દૃષ્ટાંતમાં (પ્રસ્તુત ગાથાના પૂર્વાર્ધની) યાખ્યા આ પ્રમાણે છેઃ— (तत्थवि=) છિન્નજ્વાલાના વેપચમાં પણ, અર્થાત્ ચક્રાકારમાં પણ, (तदणूणं अभावो ण ण=) છિન્નજ્વાલાના અણુઓનો અભાવ નથી એમ નહિ, અર્થાત્ ભાવ છે. કારણ કે ચક્રાકારનો આકાર અતાત્ત્વિક છે. તાત્ત્વિક એટલા માટે છે કે જ્વાલાના અણુઓ ચક્રાકારે નથી. ોવલંભો વિ=) જ્વાલાના અણુઓ નિયત એક જ સ્થલે રહેલા

* કારણ કે તેના પરમાણુઓનું રૂપાંતર થઈ જાય છે.

હોવાથી ચક્રાકારે ન હોવા છતાં એમનું સ્થાન અતિ જલદી ફરતું હોવાથી આપણને ચક્રાકારે દેખાય છે.

ગાથાના ઉત્તરાર્ધની વ્યાખ્યા:— તે પ્રમાણે એકાગ્ર ચિત્તનો પણ જે (અર્થ વગેરે કોઈ એક) વિષયમાં ઉપયોગ છે તે સિવાયના વિષયોમાં અભાવ× જાણવો. અર્થાત્ ચિત્તનો ઉપયોગ એક સાથે ભિન્ન ભિન્ન વિષયોમાં નથી હોતો, પણ કોઈ એક જ વિષયમાં હોય છે.+ (૨૩)

ચૈત્યવંદનમાં મુદ્રા આદિ વિધિની કાળજી રાખવાનું કારણ:—

खाओवसमिगभावे, दढजत्तकयं सुहं अणुट्ठाणं ।
परिवडियंपि हु जायइ,पुणो वि तब्भाववुड्ढिकरं ॥२४॥

ક્ષાયોપશમિકભાવથી પરમ આદરપૂર્વક કરેલું શુભ અનુષ્ઠાન તેવા (મિથ્યાત્વમોહનીય) કર્મના ઉદયથી બંધ થઈ જાય તો પણ ફરી અવશ્ય ક્ષાયોપશમિક ભાવના અધ્યવસાયોની વૃદ્ધિ કરનારું બને છે. અર્થાત્ ચૈત્યવંદન વગેરે અનુષ્ઠાનો શુભભાવથી બહુ જ આદર સાથે વિધિની કાળજી પૂર્વક કરવામાં આવે તો કદાચ મિથ્યાત્વકર્મના ઉદયથી શુભભાવ જતો રહે અને અનુષ્ઠાનો પણ બંધ થાય તો પણ ભવિષ્યમાં અવશ્ય તે અનુષ્ઠાનની પ્રાપ્તિ થાય છે. અને તે અનુષ્ઠાન કરતાં કરતાં શુભભાવની વૃદ્ધિ થાય છે. આથી ચૈત્યવંદનમાં વિધિની કાળજી બહુ જરૂરી છે.* (૨૪)

× પૂર્વાર્ધમાં રહેલા 'अभावो' પદનો અહીં પણ સંબંધ છે.
+ ચૈં૦ મ૦ ભા૦ ગા૦ ૨૪૧ વગેરે.
* ના૦ સા૦ અ. ૯ ગા૦ ૬, ઉ૦ પ૦ ગા૦ ૩૯૧

ઉક્ત વિષયનું અનુભવથી સમર્થન—

अणुहवसिद्धं एयं, पायं तह जोगभावियमईणं ।
सम्ममवधारियव्वं, बुहेहि लोगुत्तममईए ॥२५॥

ધાર્મિક અનુષ્ઠાનોમાં ભાવિત બુદ્ધિવાળા જીવોને પરમ આદરથી કરેલું શુભ અનુષ્ઠાન તેના ભાવની વૃદ્ધિ કરે છે એ વિષય શાસ્ત્રોક્ત રીતે (શાસ્ત્રમાં જે પ્રમાણે કહ્યું છે તે પ્રમાણે) પ્રાયઃ અનુભવસિદ્ધ છે. આ વિષયને વિદ્વાનોએ જિનપ્રવચનાનુસારી બુદ્ધિથી સમ્યગ્ (-જેવા સ્વરૂપે છે તેવા સ્વરૂપે) વિચારવો. (૨૫)

આ પંચાશકની પહેલી ગાથામાં (मुद्दाविण्णासपरिसुद्धं वंदणविहाणं वोच्छामि=) "મુદ્રાઓની રચનાથી શુદ્ધ ચૈત્યવંદન કહીશ" એમ કહ્યું છે. આથી હવે શુદ્ધ ચૈત્યવંદનનું લક્ષણ જણાવે છે:—

जिण्णासा वि हु एत्थं, लिंगं एयाइ हंदि सुद्धाए ।
णेव्वाणंगनिमित्तं, सिद्धा एसा तयत्थीणं ॥२६॥

ચૈત્યવંદનમાં જિજ્ઞાસા *પણ શુદ્ધ વંદનાનું લક્ષણ છે કારણ કે મોક્ષના અર્થી જીવોમાં જિજ્ઞાસા મોક્ષના કારણરૂપ સમ્યગ્જ્ઞાનાદિના નિમિત્ત તરીકે પ્રસિદ્ધ છે. અર્થાત્ મોક્ષના અર્થીઓ જિજ્ઞાસાથી જ મોક્ષના કારણરૂપ સમ્યગ્જ્ઞાનાદિને પામે છે.

* જેમ પૂર્વે ભાવવંદનના લક્ષણોમાં જણાવેલા 'નિયત સમયે ચૈત્યવંદન કરવું' વગેરે શુદ્ધ વંદનાનાં લક્ષણો છે, તેમ જિજ્ઞાસા પણ શુદ્ધવંદનનું લક્ષણ છે.

મોક્ષના અર્થીને મોક્ષનાં જે જે કારણો હોય તે બધાને જાણવાની ઇચ્છા થાય છે. આથી તે તેના જાણકારોની પાસે જઇને મોક્ષનાં કારણો સમજીને સ્વીકાર કરે છે. મોક્ષનાં અનેક કારણોમાં ચૈત્યવંદન પણ એક કારણ છે. આથી જે જીવમાં ચૈત્યવંદનની જિજ્ઞાસા થાય તે જીવ શુદ્ધ ચૈત્યવંદનને પામે છે. એટલે જેમ પુષ્કળ વર્ષાદથી અંકુરાની ઉત્પત્તિ અવશ્ય થતી હોવાથી પુષ્કળ વર્ષાદ અંકુરાનું લક્ષણ છે, તેમ ચૈત્યવંદનની જિજ્ઞાસાથી ભાવચૈત્યવંદનની પ્રાપ્તિ થતી હોવાથી જિજ્ઞાસા શુદ્ધચૈત્યવંદનનું લક્ષણ છે. (૨૬)

જિજ્ઞાસા મોક્ષનાં કારણોની પ્રાપ્તિમાં નિમિત્ત છે એની સિદ્ધિ—

धिइसद्धासुहविविदिसभेया जं पायसो उ जोणित्ति।
सण्णाणादुदयम्मी, पइट्ठिया जोगसत्थेसु ॥२७॥

જિજ્ઞાસા મોક્ષનાં કારણોની પ્રાપ્તિમાં નિમિત્ત છે. કારણ કે પતંજલિ આદિના અધ્યાત્મગ્રંથોમાં પ્રાયઃ ધૃતિ, શ્રદ્ધા, સુખા અને વિવિદિષા મોક્ષના કારણરૂપ સમ્યગ્જ્ઞાનાદિની ઉત્પત્તિમાં કારણ તરીકે પ્રસિદ્ધ છે.

પ્રાયઃશબ્દથી વિજ્ઞપ્તિ આદિ અન્ય ભેદો પણ સમ્યગ્જ્ઞાન આદિની ઉત્પત્તિનાં કારણ છે એમ સૂચન કર્યું છે. કહ્યું છે કે ધૃતિઃ શ્રદ્ધા સુખા વિવિદિષા વિજ્ઞપ્તિરિતિ તત્ત્વધર્મયોનયઃ= "ધૃતિ, શ્રદ્ધા, સુખા, વિવિદિષા અને વિજ્ઞપ્તિ તાત્ત્વિક ધર્મનાં કારણ છે." ધૃતિ એટલે ઉદ્વેગાદિ દોષોના ત્યાગથી થતી ચિત્તની સ્વસ્થતા. શ્રદ્ધા એટલે તત્ત્વરુચિ. સુખા એટલે

વિશિષ્ટ આહ્લાદ. વિવિદિષા એટલે જિજ્ઞાસા. વિજ્ઞપ્તિ એટલે સમ્યગ્દર્શન.+

તથા જિનાગમમાં પણ કહ્યું છે કે—

अब्भुट्ठाणे विणए, परक्कमे साहुसेवणाए य ।
सम्मद्दंसणलंभो, विरयाविरतीइ विरतीए ॥ આ. નિ. ૧૪૮

"સાધુઓ પધારે ત્યારે ઊભા થવું, તેમનો વિનય કરવો, *પરાક્રમ કરવો, સાધુની સેવા કરવી વગેરેથી સમ્યગ્દર્શન, દેશવિરતિ કે સર્વવિરતિની પ્રાપ્તિ થાય છે." (૨૭)

શુદ્ધવંદનાની પ્રાપ્તિનો નિયમ—

पढमकरणोवरि तहा, अणहिणिविट्ठाण संगया एसा ।
तिविहं च सिद्धमेयं, पयडं समए जओ भणियं ॥२८॥

આ શુદ્ધવંદના યથાપ્રવૃત્તિકરણથી ઉપર રહેલા અને ×અતત્ત્વ સંબંધી આગ્રહથી રહિત જીવોને ઘટે છે. અર્થાત્ અપુનર્બંધક આદિ જીવોનું ચૈત્યવંદન શુદ્ધ હોય છે. આનાથી નીચેની અવસ્થાવાળા જીવોનું ચૈત્યવંદન અશુદ્ધ હોય છે. વંદનના ત્રણ ભેદ પ્રસિદ્ધ છે. કારણ કે શાસ્ત્રમાં તે ત્રણ ભેદો સ્પષ્ટપણે બતાવવામાં આવ્યા છે. (૨૮)

+ લલિત વિસ્તરા "બોહિદયાણં" પદની ટીકા.

* પરાક્રમ એટલે કષાયજય. અથવા પરાક્રમ એટલે સાધુ પાસે જવું. અથવા परक्कमे પદનો साहुसेवणाए પદ સાથે અન્વય કરીને સાધુસેવામાં પરાક્રમ કરવો, અર્થાત્ સાધુસેવામાં ઉત્સાહ રાખવો એમ અર્થ થાય.

× प्रथमकरणोपर्यत्र याद्यतत्त्वानभिनिवेशिनो भवन्ति ।

ઘટવા છતાં ગ્રંથિદેશે આવી શકાતું નથી. આથી જ એકેંદ્રિય અને વિકલેંદ્રિય જીવોમાં ભવસ્વભાવથી જ બધા કર્મોની સ્થિતિ અંત કોડાકોડિ સાગરોપમથી ન્યૂન હોય છે. છતાં તે જીવો ગ્રંથિદેશે આવેલા નથી કહેવાતા. તેમનામાં કર્મસ્થિતિ ઘટવા છતાં રાગદ્વેષના પરિણામ (અને રસબંધ) ગ્રંથિદેશ કરતાં અનંતગુણા જ હોય છે. આનો ભાવાર્થ એ થયો કે રાગ-દ્વેષના પરિણામની મંદતા પૂર્વક સાતકર્મોની કંઈક ન્યૂન એક કોડા૦ જેટલી સ્થિતિ ગ્રથિદેશ છે.

ગ્રંથિ અંગે બીજે કહ્યું છે કે—

घंसणघोलणजोगा, जीवेण जया हवेज्ज कम्मठिती।
खविया सव्वा सागरकोडीकोडी पमोत्तूणं ॥ १ ॥
तीए विय थेवमेत्तं, खवियं एत्थंतरंमि जीवस्स ।
हवति हु अभिन्नपुव्वो, गंठी एवं जिणा बेंति ॥२॥
गंठित्ति सुदुब्भेओ, कक्खडघणरूढगूढगंठिव्व ।
जीवस्स कम्मजणिओ, घणरागद्दोसपरिणामो ॥ ३ ॥
चि. ११९५

જીવ *ઘર્ષણ-ઘોલન ન્યાયથી જ્યારે એક કોડાકોડિ

* જેમ નદીમાં કે માર્ગમાં પડેલા પથ્થરો અમે આવા આકારવાળા બનીએ એવા આશય વિના પણ પરસ્પર કે લોકોના પગ આદિથી ઘસડાઈને અથડાઈને ગોળ વગેરે આકારવાળા બની જાય છે. તેમ અનાભોગથી (=કર્મસ્થિતિ ઘટાડવાના આશય વિના) યથાપ્રવૃત્તિકરણ દ્વારા કર્મસ્થિતિ ઘટાડી ગ્રંથિદેશે આવે તેમાં ઘર્ષણઘોલણ ન્યાય લાગુ પડે.

અપૂર્વકરણ એટલે અપૂર્વ વીર્યોલ્લાસ. તેનું અપૂર્વ એવું નામ સાર્થક છે. અપૂર્વ=પૂર્વે કદી ન થયું હોય તેવું. જ્યારે રાગ-દ્વેષની ગાંઠને ભેદવાનો ઉલ્લાસ જાગે છે, ત્યારે જ અપૂર્વકરણ આવે છે. સંસારી જીવો પૂર્વે કહ્યું તેમ યથાપ્રવૃત્તિકરણથી અનેકવાર ગ્રંથિદેશ સુધી આવી જાય છે. પણ પછી રાગ-દ્વેષની ગાંઠને ભેદવાનો પુરુષાર્થ ન કરી શકવાથી ફરી કર્મની સ્થિતિ વધારી દે છે પણ ક્યારેક કોઈક સત્ત્વશાલી આસન્નભવ્ય જીવમાં ગ્રંથિદેશે આવ્યા પછી રાગદ્વેષની ગાંઠને ભેદવાનો તીવ્ર વીર્યોલ્લાસ પ્રગટે છે. રાગ-દ્વેષની ગાંઠને ભેદવાના તીવ્ર વીર્યોલ્લાસને જ અપૂર્વકરણ કહેવામાં આવે છે. કારણ કે પૂર્વે અનેકવાર ગ્રંથિદેશે આવવા છતાં ક્યારેય તેવો વીર્યોલ્લાસ જાગ્યો નથી. આથી તેનું અપૂર્વ નામ સાર્થક છે. રાગ-દ્વેષની ગાંઠને ભેદવાનો તીવ્ર વીર્યોલ્લાસ પ્રગટતાં જીવ તેનાથી એ ગાંઠને ભેદી નાંખે છે. માટે જ અહીં કહ્યું છે. કે "ગ્રંથિને ભેદતાં બીજું અપૂર્વકરણ હોય છે." અપૂર્વકરણમાં પ્રથમ સમયે ગ્રંથિનો ભેદ થાય છે.

અનિવૃત્તિકરણઃ- અનિવૃત્તિકરણ એટલે સમ્યક્ત્વને પમાડનારા વિશુદ્ધ અધ્યવસાયો. આનું 'અનિવૃત્તિ' એવું નામ સાર્થક છે. અનિવૃત્તિ એટલે પાછું ન ફરનાર. જે અધ્યવસાયો સમ્યક્ત્વને પમાડ્યા વિના પાછા ફરે નહિ-જાય નહિ તે અનિવૃત્તિ.× અનિવૃત્તિકરણને પામેલો આત્મા અંતર્મુહૂર્તમાં

× જેમ અનિવૃત્તિકરણમાં આવેલા જીવો પાછા ફરતા નથી તેમ અપૂર્વકરણમાં આવેલા જીવો પણ પાછા ફરતા નથી.

જ અવશ્ય સમ્યક્ત્વ પામે છે. આથી જ અહીં કહ્યું કે–"જીવ સમ્યક્ત્વાભિમુખ થાય ત્યારે અનિવૃત્તિકરણ હોય છે." (૨૦)

શુદ્ધવંદના જ મોક્ષનું કારણ છે તેનું સમર્થન:—

इत्तो उ विभागाओ, अणादिभवदव्वलिंगाओ चेव ।
णिउणं णिरूवियव्वा, एसा जह मोक्खहेउत्ति ॥३१॥

અહીં બતાવેલા યથાપ્રવૃત્તિકરણ વગેરેના વિભાગથી તથા અનાદિ સંસારમાં ભટકતાં જીવે ગ્રહણ કરેલા (સાધુ-શ્રાવકના) દ્રવ્યવેશોથી આ વંદનાનું સમ્યગ્ નિરૂપણ કરવું. જેથી તે મોક્ષનું કારણ બને.

ભાવાર્થ:— ૨૮મી ગાથામાં જણાવ્યું છે કે યથાપ્રવૃત્તિકરણની ઉપર રહેલા અપુનર્બંધક આદિ જીવોને જ શુદ્ધ વંદના હોય છે. એટલે અર્થાપત્તિથી સિદ્ધ થાય છે કે યથાપ્રવૃત્તિકરણની અંદર રહેલા જીવોને અશુદ્ધવંદના હોય છે. યથાપ્રવૃત્તિકરણમાં રહેલા જીવો ચૈત્યવંદન નથી પામતા એવું નથી. પ્રાયઃ દરેક જીવને યથાપ્રવૃત્તિકરણમાં અનંતીવાર ચૈત્યવંદનની પ્રાપ્તિ થઈ છે. કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે કે સંસારમાં ચારે ગતિમાં પરિભ્રમણ કરતાં પ્રાયઃ દરેક જીવે અનંતીવાર દ્રવ્યસાધુનો અને દ્રવ્યશ્રાવકનો વેશ ધારણ કર્યો છે. દ્રવ્યસાધુના અને દ્રવ્યશ્રાવકના વેશમાં રહીને અનંતીવાર ધર્મક્રિયાઓ પણ કરી છે. એટલે ચૈત્યવંદન પણ અનંતીવાર કર્યું છે. યથાપ્રવૃત્તિકરણથી ગ્રંથિદેશે આવ્યા વિના ચૈત્યવંદન આદિ ધર્મક્રિયાઓની પ્રાપ્તિ ન થાય એ નિયમ છે. યથાપ્રવૃત્તિકરણથી ગ્રંથીદેશે આવીને દ્રવ્યવેશ ધારણ કરીને અનંતીવાર

ચૈત્યવંદન કર્યું છતાં મોક્ષ ન થયો. કારણ કે એ ચૈત્ય-
અશુદ્ધ હતું. ઉપદેશકે આ વિષયને લક્ષ્યમાં રાખી
ચૈત્યવંદન મોક્ષનું કારણ બને તે રીતે ઉપદેશ આપ
જોઇએ. અર્થાત્ ઉપદેશકે આ જીવે આટલી બધી (દે
એક કો૦ સા૦) કર્મલઘુતા પામીને અનંતીવાર ચૈત્યવ૦
કરવા છતાં મોક્ષ કેમ ન થયો એ વાત શ્રોતાઓને બરો
બર સમજાવવા પૂર્વક શુદ્ધ ચૈત્યવંદન અને અશુદ્ધ ચૈત્યવંદનનો
ભેદ સમજાવીને શુદ્ધ ચૈત્યવંદન કરવાનો ઉપદેશ આપવ
જોઇએ કારણ કે શુદ્ધ ચૈત્યવંદન જ મોક્ષનું કારણ છે. (૩

જીવને અનંતીવાર ચૈત્યવંદન પ્રાપ્ત થયું છે, અ
યથાપ્રવૃત્તિકરણમાં જ પ્રાપ્ત થયું છે એ વાત બરોબર
પણ યથાપ્રવૃત્તિકરણમાં અનંતીવાર પ્રાપ્ત થયેલું ચૈત્યવ
અશુદ્ધ જ હતું એમાં શું પ્રમાણ? એવા પ્રશ્નનું સમાધાન

णो भावओ इमीए, परो वि हु अवड्ढपोग्गला अहिगो ।
संसारो जीवाणं, हंदि पसिद्धं जिणमयम्मि ॥ ३२ ॥

ભાવથી ચૈત્યવંદનની પ્રાપ્તિ થતાં જીવોનો સંસાર
વધારેમાં વધારે દેશોન અર્ધપુદ્ગલ પરાવર્ત જેટલો રહે છે.
તેનાથી અધિક રહેતો નથી. આ હકીકત જિનોક્ત આગમમાં
પ્રસિદ્ધ છે. કહ્યું છે કે—

कालमणंतं च सुए, अद्धापरियट्टओ उ देसूणो ।
आसायणबहुलाणं, उक्कोसं अंतरं होइ ॥
(આ૦ નિ૦ ૮૫૩×

× વિ૦ આ૦ ૨૭૭૫.

"શ્રુતમાં ઉત્કૃષ્ટ અંતરકાળ અનંત [ અસંખ્ય પુદ્ગલ પરાવર્ત પ્રમાણ ] છે. સમ્યક્ત્વ, દેશવિરતિ અને સર્વવિરતિ એ ત્રણમાં ઉત્કૃષ્ટ અંતરકાળ દેશોન અર્ધપુદ્ગલ પરાવર્ત પ્રમાણ છે. તીર્થંકર આદિની બહુ આશાતના કરનારને ઉત્કૃષ્ટ અંતર હોય છે."

ભાવાર્થ:— શુદ્ધ ચૈત્યવંદનની પ્રાપ્તિ થયા પછી સંસાર દેશોન અર્ધપુદ્ગલ પરાવર્તથી અધિક રહેતો નથી. તેટલા કાળમાં અનંતીવાર ચૈત્યવંદનની પ્રાપ્તિ થાય નહિ. એનો અર્થ એ થયો કે શુદ્ધ ચૈત્યવંદનની અનંતીવાર પ્રાપ્તિ થાય નહિ. અનંતીવાર ચૈત્યવંદનની પ્રાપ્તિ થઈ છે એ વાત પણ નિશ્ચિત છે. એટલે માનવું પડે કે અનંતીવાર પ્રાપ્ત થયેલું ચૈત્યવંદન અશુદ્ધ હતું. (૩૨)

પ્રસ્તુત વિષયને વિચારવા વિદ્વાનોને ભલામણ—

इय तंतजुत्तिओ खलु, णिरूवियव्वा बुहेहि एयत्ति ।
ण हु सत्तामेत्तेणं, इमीइ इह होइ णेव्वाणं ॥३३॥

આ પ્રમાણે આગમ અને યુક્તિથી મોક્ષાર્થી વિદ્વાનોએ ચૈત્યવંદનનો વિચાર કરવો જોઇએ. કારણ કે ચૈત્યવંદનની સત્તા માત્રથી, અર્થાત્ ગમે તેવું પણ ચૈત્યવંદન છે ને? એમ માનીને ગમે તેમ ચૈત્યવંદન કરવાથી, મોક્ષ ન જ થાય. અર્થાત્ અશુદ્ધ ચૈત્યવંદનથી મોક્ષ ન થાય, કિંતુ શુદ્ધ ચૈત્યવંદનથી મોક્ષ થાય. માટે શુદ્ધ ચૈત્યવંદનમાં આદર કરવો જોઇએ. (૩૩)

ફળ મળતું નથી. આથી જે ફળ લૌકિક વંદનાથી મળે છે તે જ ફળ આ વંદનાથી મળે છે. જો આ વંદનાથી મોક્ષાદિ ફળ મળતું હોય તો લૌકિકવંદનાના ફળથી અધિક ફળ મળે છે એમ કહેવાય. પણ તેમ તો છે જ નહિ. માટે લૌકિક વંદનાના ફળથી આ વંદનાનું ફળ જરા પણ અધિક નથી. (૪૨)

ઉક્ત મતાંતરમાં ગ્રંથકારની સંમતિ:—

एयं पि जुज्जइ च्चिय, तद्णारंभाउ तप्फलं व जओ ।
तप्पच्चवायभावो, वि हंदि तत्तो ण जुत्तत्ति ॥ ४३ ॥

કેટલાક આચાર્યોનો "ત્રીજા-ચોથા પ્રકારની વંદના જૈન-વંદના નથી" એવો મત પણ ઘટી શકે છે. કારણ કે તે બે વંદનામાં (અપુનર્બંધક અવસ્થા વગેરે) જે ભાવ જોઇએ તે ભાવ જ ન હોવાથી જૈનવંદનાની શરૂઆત જ થઇ નથી. આથી જ તે બે વંદનાથી જેમ જૈનવંદનાની આરાધનાથી મળતું આ લોકમાં ક્ષુદ્ર ઉપદ્રવોનો નાશ, ધન-ધાન્યાદિની વૃદ્ધિ, પરલોકમાં વિશિષ્ટ દેવલોકની પ્રાપ્તિ, અને પરિણામે મોક્ષરૂપ શુભ ફળ મળતું નથી, તેમ જૈનવંદનાની વિરાધનાથી મળતું ઉન્માદ, રોગ, ધર્મભ્રંશ વગેરે દુષ્ટફળ પણ મળતું નથી.

આ વિષયને જરા +વિસ્તારથી વિચારીએ. ઔષધિ બે જાતની હોય છે. સામાન્ય અને ઉગ્ર. ગળો વગેરે સામાન્ય ઔષધિનું વિધિપૂર્વક સેવન કરવામાં આવે તો સામાન્ય

+ ટીકામાં ન હોવા છતાં વિશેષ સ્પષ્ટતા કરવાના ઈરાદાથી આ વિવેચન લખ્યું છે.

કરતા હોય તો તેના આશ્રિત શિષ્યો શા માટે સીદાય અર્થાત્ ન સીદાય." (૨૪૯) "જે સાધુઓ બહુશ્રુત અને મૂલગુણ-ઉત્તરગુણોથી યુક્ત છે તે સાધુઓ દુઃષમા આદિ કાળમાં અને ભિક્ષા મુશ્કેલીથી મળતી હોય વગેરે અવસ્થામાં જે આચરણ કરે છે તે અતિશય શ્રદ્ધાસંપન્ન શિષ્યો વગેરેને આલંબનભૂત બને છે." (૧૨૦૧)

વિધિપૂર્વક વંદનામાં પ્રવૃત્ત બનેલા મુગ્ધ જીવો વંદનાની આરાધનાથી થતા હિતને પામે છે અને વંદનાની વિરાધનાથી થતા અનર્થોથી બચી જાય છે.

સ્વયં ગમે તેમ ચૈત્યવંદન કરનારા અને અપુનર્બંધક જિજ્ઞાસા આદિ લિંગોથી રહિત હોવાથી અપુનર્બંધક અવસ્થાને નહિ પામેલા લોકોને (પ્રેરણા આદિથી) ચૈત્યવંદન કરાવનારા આચાર્યોને જોઈને શ્રી હરિભદ્રસૂરિ મહારાજે આ ઉપદેશ આપ્યો છે. અવિધિથી ગમે તેમ ચૈત્યવંદન કરવાથી તેમનું અને બીજાઓનું અહિત ન થાય તથા ગમે તેમ ક્રિયા કરવાથી શાસનની નિંદા ન થાય એ આશયથી આ ઉપદેશ આપ્યો છે. (૪૯)

ચૈત્યવંદનવિધિ યોગ્યને જ બતાવવાનો ઉપદેશ:—

तिव्वगिलाणादीणं, भेसजदाणाइयाइ णायाइं ।
दट्ठव्वाइं इहं खलु, कुग्गहविरहेण धीरेहिं÷ ॥५०॥

ધીર પુરુષોએ આ વંદનામાં અવિધિથી પણ વંદ...

÷ धीरैः सत्त्वाधिकैरविचेकिलोकापायादयादादभिप्यद्मिर्बुद्धिमद्‌भिर्वा ।

રવું જોઈએ, દુઃષમાકાળમાં વિધિ દુર્લભ છે, અર્થાત્ વિધિનું પાલન દુષ્કર છે, વિધિનો જ આગ્રહ રાખવામાં આવે તો માર્ગનો ઉચ્છેદ થાય વગેરે કદાગ્રહથી મુક્ત બનીને અતિશય જ્ઞાન આદિને ઔષધપ્રદાન આદિનાં દૃષ્ટાંતો જોવાં. જેમ કોઈને ઔષધ આદિ આપવા તેની બાલ, યુવાન, વૃદ્ધ આદિ અવસ્થા જોવી પડે, અવસ્થા પ્રમાણે ઉચિતકાળે, ઉચિત-માત્રામાં, ઉચિત ઔષધ આપવામાં આવે તો લાભ થાય, અન્યથા અધિક નુકશાન થાય. તેમ સર્વ પ્રકારના કલ્યાણને કરવાના સ્વભાવવાળી પણ વંદના જો યોગ્યને જ વિધિથી જ આપવામાં આવે અને લેનાર વિધિથી જ તેનું સેવન-આરાધન કરે તો જ લાભ કરે, અન્યથા નુકશાન કરે.

અહીં કેટલાક માને છે કે— શ્રાવકે (ચૈત્યવંદનમાં) માત્ર 'નમુત્થુણં' સૂત્ર બોલવું યુક્ત છે. કારણ કે જીવાભિગમ વગેરે આગમમાં વિજયદેવ વગેરેએ માત્ર નમુત્થુણંથી ચૈત્યવંદન કર્યું એમ જણાવવામાં આવ્યું છે જીવાભિગમમાં વિજયદેવે રાયપસેણિયમાં સૂર્યાભદેવે, જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિમાં ઇંદ્રે, જ્ઞાતાધર્મ-કથામાં દ્રૌપદીએ એકસો આઠ શ્લોકોની સ્તુતિ કરવા પૂર્વક માત્ર નમુત્થુણં બોલીને ચૈત્યવંદન કર્યું એમ સંભળાય છે. વિજયદેવ વગેરેનું આચરણ પ્રમાણભૂત હોવાથી અને ગણધર ભગવંત આદિના રચેલા સૂત્રોમાં નમુત્થુણંથી અધિક ચૈત્યવંદન કહેલું ન હોવાથી શ્રાવકને નમુત્થુણંથી અધિક ચૈત્યવંદન નથી.

આનો ઉત્તર આ પ્રમાણે છેઃ— (૧) વિજયદેવાદિનું આચરણ પ્રમાણભૂત છે એમ જે કહ્યું તે અયુક્ત છે. કારણ

કે જીવાભિગમ વગેરેમાં કહ્યું છે તે વિજયદેવ વગેરેના આચરણનો માત્ર અનુવાદ છે, અર્થાત્ એમણે જે કર્યું તે બતાવ્યું છે, પણ ચૈત્યવંદનનો વિધિ બતાવ્યો નથી. તેથી પ્રસ્તુત વંદનવિધિનો નિષેધ કરી શકાય નહિ. વિજયદેવ વગેરે અવિરતિ અને પ્રમાદી હોવાથી માત્ર નમુત્થુણંથી ચૈત્યવંદન કરે તો તે તેમના માટે યુક્ત ગણાય. પણ સ્વભૂમિકાને અનુરૂપ અપ્રમાદવાળા અને વિશેષભક્તિવાળા બીજા જીવો અધિક સૂત્રો બોલીને ચૈત્યવંદન કરે તો તેમાં દોષ નથી.

(૨) જો બીજાઓના આચરણના આધારે પ્રવૃત્તિ કરવાની હોય તો બીજું ઘણું જે કરવામાં આવતું નથી તે કરવું જોઇએ અને જે કરવામાં આવે છે તે નહિ કરવું જોઇએ. જેમ કે વિજયદેવ વગેરેએ બારશાખ, પૂતળી, ઘરનો ઉમરો, સ્તંભ, મંડપના મધ્યભાગમાં રહેલ શસ્ત્ર, વૃક્ષ, પીઠ, સિંહાસન, પુષ્કરિણી વાવડી વગેરેની પૂજા કરી, ભરત મહારાજે પરિવ્રાજકવેષધારી મરીચિને વંદન કર્યું, ભાઇના વધ માટે ચક્ર ફેંક્યું, બહેનને ભોગ માટે દીક્ષા લેતી રોકી, દ્રૌપદીએ પાંચ પતિ કર્યા, પ્રદેશી રાજાએ દાનશાળાઓ કરાવી. એ પ્રમાણે બીજાએ પણ આ બધું કરાવવું જોઇએ.

પ્રશ્ન:- વિજયદેવ આદિએ જે ધાર્મિક કાર્ય કર્યું હોય તેનું આલંબન લેવું જોઇએ, બીજા કાર્યનું નહિ.

ઉત્તર:- તો વિજયદેવ આદિએ પોતાની પુષ્કરિણી વાવડીના જલથી સિદ્ધપ્રતિમાનું પ્રક્ષાલન કર્યું હતું, આથી ઇદ્રોએ જિનેશ્વરોનો જન્માભિષેક પુષ્કરિણી વાવડીના *

तिन्नि वा कड्ढइ जाव थुईओ तिसिलोइया× = "ત્રણ શ્લોક ત્રણ સ્તુતિઓ કહે ત્યાં સુધી (મંદિરમાં રહે.)" વગેરે વ્ય હાર ભાષ્યનાં વચનો છે. આ વચનો સાધુને ઉદ્દેશીને છે એમ કહે વ્યાજબી નથી. કારણ કે સાધુ અને શ્રાવક એ બંનેને દર્શ શુદ્ધિ કરવાની હોય છે. ચૈત્યવંદન દર્શનશુદ્ધિનું કારણ છે

ચૈત્યવંદનમાં નમુત્થુણંથી અધિક બોલવું એ સંવે વગેરેનું કારણ છે, અશઠ ગીતાર્થ પુરુષોએ આચરેલું છે એમાં જિતવ્યવહારનાં લક્ષણો ઘટે છે, ચૈત્યવંદનભાષ્ય કર્તા આદિએ એનું સમર્થન કર્યું છે, આથી એ અયુ નથી. ચૈત્યવંદન ભાષ્યકાર આદિનાં વચનો અપ્રમાણિક ન માની શકાય. કારણ કે તેમ કરવાથી સર્વથા આગમનો બો ન થઈ શકે. આવશ્યકસૂત્રને પ્રામાણિક માનવાથી ચૈત્યવં પણ પ્રમાણભૂત બની જાય છે. કારણ કે ચૈત્યવંદનસૂત્ર આવ શ્યકમાં છે. (૫૦)

× વ્યવહાર ભાષ્યના આ પાઠનો ભાવ સમજવા ત્રીજા પંચાશ બીજી ગાથામાં વ્યવહાર ભાષ્યની ૭૩મી ગાથાનો અનુવાદ જુઓ.



# ૪ પૂજાવિધિ પંચાશક

અરિહંતના ચૈત્યવંદનનો વિધિ કહ્યો. વંદન પૂજાપૂર્વક હું જોઈએ. આથી હવે પૂજાવિધિ કહેવાની ઈચ્છાવાળા ગ્રંથકાર મંગલ વગેરેનો નિર્દેશ કરે છેઃ—

नमिऊण महावीरं, जिणपूजाए विहिं पवक्खामि ।
संखेवओ महत्थं, गुरूवएसाणुसारेण ॥ १ ॥

શ્રી મહાવીર ભગવાનને પ્રણામ કરીને જિનપૂજનની મહાન અર્થવાળી વિધિને સંક્ષેપથી ગુરુના ઉપદેશ પ્રમાણે કહીશ. (૧)

જનમાં વિધિની મહત્તા:—

विहिणा उ कीरमाणा, सव्वा चिय फलवती भवति चेट्ठा ।
इहलोइया वि किं पुण, जिणपूया उभयलोगहिया ॥२॥

માત્ર આલોકમાં જ ફલ આપનારી પણ ખેતી વગેરે બધી જ ક્રિયા જો વિધિપૂર્વક કરવામાં આવે તો સફલ બને છે. તો ઉભયલોકમાં હિતકારી જિનપૂજા તો અવશ્ય વિધિપૂર્વક કરવામાં આવે તો જ સફલ બને. (૨)

જનમાં સામાન્યથી વિધિનિર્દેશઃ—

काले सुइभूएणं, विसिट्ठपुप्फाइएहिं विहिणा उ ।
सारथुइथोत्तगरुई, जिणपूआ होइ कायव्वा ॥३ ॥

પવિત્ર બનીને હવે કહેવાશે તે સમયે વિશિષ્ટ પુષ્પ આદિથી હવે કહેવાશે તે વિધિપૂર્વક ઉત્તમસ્તુતિ અને

અનુકૂળ હોય ત્યારે તેટલો બે ઘડી વગેરે સમય પૂજા કરવી જોઇએ. (૫)

આજીવિકાના ઉપાયને ધક્કો ન પહોંચે તે રીતે પૂજા શા માટે?—

पुरिसेणं बुद्धिमया, सुहवुड्ढिं भावओ गणंतेणं ।
जत्तेणं होयव्वं, सुहाणुबंधप्पहाणेण ॥ ६ ॥

वित्तीवोच्छेयम्मि य, गिहिणो सीयंति सव्वकिरियाओ ।
णिरवेक्खस्स उ जुत्तो, संपुण्णो संजमो चेव ॥ ७ ॥

પરમાર્થથી સુખવૃદ્ધિની ઈચ્છાવાળા બુદ્ધિમાન+ પુરુષે તેવો પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી કલ્યાણની પરંપરાનો વિચ્છેદ ન થાય, કિંતુ વૃદ્ધિ થાય. આજીવિકાના ઉપાયને ધક્કો લાગે તે કાળે પૂજા કરવામાં આવે તો કલ્યાણની પરંપરાનો વિચ્છેદ થાય. (૬) કારણ કે તેમ કરવાથી આજીવિકાનો વિચ્છેદ થાય. આજીવિકાનો વિચ્છેદ થતાં ગૃહસ્થની ધર્મની અને વ્યવહારની બધી ક્રિયાઓ સીદાય. (=કેટલીક બિલકુલ બંધ થાય, કેટલીક જે રીતે થવી જોઇએ તે રીતે ન થાય.)×

---

+ बुद्धिमानेव हि औचित्येन वर्तते इति बुद्धिमद्ग्रहणम् ।

× ગરીબ કે મધ્યમવર્ગના આરાધકો માટે આ અપવાદ છે. સ્થિતિસંપન્ન આરાધકોએ તો વેપારમાં થોડો ધક્કો પહોંચે તો પણ ત્રિકાળ જિનપૂજા કરવા પ્રયત્નશીલ બનવું જોઇએ. કારણ કે સ્થિતિસંપન્ન માણસોને કદાચ વેપારમાં થોડો ધક્કો પહોંચે તો પણ જીવનમાં તેની અસર થતી નથી. એથી અહીં આજીવિકાના ઉપાયને ધક્કો પહોંચાડવાથી પરિણામે જે નુકશાનો બતાવ્યા છે તે થતાં નથી.

ા निज्जरा कज्जइ''= "હે ભગવંત ! જેઓએ પાપકાર્યોનો યાગ કર્યો છે અને તેનાં પચ્ચક્ખાણ કર્યાં છે તેવા શ્રવણ ; માહણને સચિત્ત અને દોષિત અશન, પાન, ખાદિમ મને સ્વાદિમ એ ચાર પ્રકારનો આહાર વહોરાવવાથી શું ળ મળે ?" ગૌતમસ્વામીના આ પ્રશ્નોનો ઉત્તર આપતાં ગવાન કહે છે કે-"હે ગૌતમ ! એને અલ્પ પાપ કર્મ ંધાય અને ઘણી નિર્જરા થાય." તથા ગ્લાનસાધુની દોષિત માહાર આદિથી સેવા કર્યા પછી તે બદલ પંચકલ્યાણક ાાયશ્ચિત્ત પણ કેમ આવે ? જ્યારે આગમમાં તે બદલ ંચકલ્યાણક પ્રાયશ્ચિત્ત સ્વીકારવાનું કહ્યું છે. (૧૦)

સ્નાનાદિમાં યતના:—

भूमीपेहणजलछाणणाइ जयणा उ होइ ण्हाणाओ ।
एत्तो विसुद्धभावो, अणुहवसिद्धो च्चिय बुहाणं ॥११॥

જ્યાં સ્નાન કરવાનું છે ત્યાં જીવરક્ષા માટે ભૂમિનું અવલોકન કરવું, પોરા વગેરેની રક્ષા માટે પાણી ગાળવું, પાણીમાં માખી વગેરે જીવ ન પડી જાય તેની કાળજી રાખવી વગેરે સ્નાન, વિલેપન, જિનપૂજા આદિમાં યતના છે.

**પ્રશ્ન:**- યતનાથી કરેલ સ્નાનાદિ શુભ ભાવનું કારણ છે એમ ૧૦ મી ગાથામાં કહ્યું છે. પણ એમાં પ્રમાણ શું છે?

**ઉત્તર:**- આમાં અનુભવ પ્રમાણ છે. યતનાપૂર્વક સ્નાન આદિથી થતો શુભ અધ્યવસાય બુદ્ધિશાળીઓને અનુભવસિદ્ધ છે. (૧૧)

[illegible] ।
[illegible] ॥२२॥

લોકમાં પણ દેખાય છે કે જે સેવકો પોતાના સ્વામી રાજા આદિનું કાર્ય આદરથી કરે છે તે સેવકોને (સ્વામી પ્રસન્ન થવાથી) સેવાનું ફળ મળે છે. જે પોતાના સ્વામીનું કાર્ય અનાદરથી કરે છે તેમને સેવાનું ફળ મળતું નથી, માત્ર શારીરિક-માનસિક કષ્ટનો જ અનુભવ થાય છે. સેવક સ્વામીની સેવા કેવી રીતે કરે છે એ અંગે કહ્યું છે કે—

चंमित्ता कामवओ, वयणं अट्ठगुणाइ पोत्तीए ।
पत्थिवमुवासए खलु, वित्तिनिमित्तं भया चेव ॥

આ૦ નિ૦ ૧૪૭

"હજામ આજીવિકા માટે રાજાના કોપના ભયથી આઠ ગુણા (=આઠ પડવાળા) વસ્ત્રથી મુખ બાંધીને રાજાની હજામત વગેરે સેવા કરે છે."×

જો નાના દેશના માલિક રાજા વગેરેની પણ આ રીતે આદરથી સેવા કરવામાં આવે તો જ ફળ મળે તો ત્રણ ભુવનના નાથ એવા જિનેશ્વર દેવની પૂજા તો સુતરાં આદર-પૂર્વક કરવામાં આવે તો જ ફળ મળે. આથી બુદ્ધિમાન પુરુષોએ જિનેશ્વરોની પૂજા આદરપૂર્વક જ કરવી જોઇએ(૨૧-૨૨)

× વ્ય૦ ઉ૦ ૯ ગા૦ ૭૧

## ૫ સ્તુતિ-સ્તોત્ર દ્વાર

ન ઉપર બહુમાન થવાનાં કારણો:—

बहुमाणो वि हु एवं, जायइ परमपयसाहगो णियमा।
सारथुइथोत्तसहिया, तह य चितियवंदणाओ य ॥२३॥

(પદં)૧૯-૨૦મી ગાથામાં કહેલી વિધિ પ્રમાણે જિન-જા કરવાથી જિન પ્રત્યે બહુમાન× પણ જાગે છે. જિન ત્યે જાગેલા બહુમાનથી નિયમા મોક્ષની પ્રાપ્તિ થાય છે. ારભૂત સ્તુતિ-સ્તોત્રોથી સહિત ચૈત્યવંદનથી પણ જિન પર બહુમાન જાગે છે. એક શ્લોકને સ્તુતિ અને ઘણાં લોકોને સ્તોત્ર કહેવામાં આવે છે. (૨૩)

ુતિ-સ્તોત્રો કેવાં જોઇએ તેનું પ્રતિપાદન:—

सारा पुण थुइथोत्ता, गंभीरपयत्थविरइया जे उ।
सब्भूयगुणुक्कित्तणरूवा, खलु ते जिणाणं तु ॥२४॥

સારભૂત સ્તુતિ-સ્તોત્રોથી પૂજા કરવી જોઈએ. જેમાં ભીર અર્થો ભરેલા હોય અને સદ્‌ભૂત (-સાચા) ગુણોનું ર્તન હોય તેવાં સ્તુતિ-સ્તોત્રો સારભૂત છે. જેમ કે—

पडिवण्णचरिमतणुणो, अइसयलेसंपि जस्स दट्ठूणं।
भवहुत्तमणा जायंति, जोइणो तं जिणं नमह ॥

"ચરમ શરીરને ધારણ કરનાર અને જેના અલ્પ પણ ાતિશયને જોઈને સંસાર તરફ મુખવાળા પણ જીવો યોગી ની જાય છે તે જિનને નમસ્કાર કરો".

× વિધિપૂર્વક પૂજાથી જેમ પૂજાનું ફળ મળે છે તેમ જિન ઉપર ુમાન પણ થાય છે" એમ પણ શબ્દનો સંબંધ છે.

ચૈત્યવંદનની મહત્તા:-

कम्मविसपरममंतो, एवं एयं ति बेंति सव्वण्णू ।
मुद्दा एत्थुवओगो, अक्खोभो होइ जिणचिण्णो ॥२८॥

પૂજાપૂર્વક કરાતું ચૈત્યવંદન કર્મરૂપ વિષનો નાશ કરવા મંત્ર સમાન છે એમ સર્વજ્ઞો કહે છે. સર્વજ્ઞે કહ્યું હોવાથી ચૈત્યવંદન અવશ્ય કર્મોનો નાશ કરે છે અને એથી જ કરવા લાયક છે.

**પ્રશ્ન**:- વિષ ઉતારવા મંત્રનો પ્રયોગ કરવામાં વિશિષ્ટ મુદ્રા કરવામાં આવે છે, તો ચૈત્યવંદન રૂપ મંત્રમાં કઈ મુદ્રા છે?

ઉત્તર:- ચૈત્યવંદન રૂપ મંત્રમાં જિનોએ* આચરેલ સ્થિર રહેવા રૂપ કાયોત્સર્ગ મુદ્રા છે. (૨૮)

## ૬ પ્રણિધાન પ્રકરણ

પ્રણિધાનનું પ્રતિપાદન:—

एयस्स समत्तीए, कुसलं पणिहाणमो उ कायव्वं ।
तत्तो पवित्तिविग्घजयसिद्धि तह य थिरीकरणं ॥ २९ ॥

ચૈત્યવંદન પુરું થયા પછી પ્રણિધાન× (=એકાગ્રતા પૂર્વક જિનેશ્વર સમક્ષ શુભ મનોરથ કે પ્રાર્થના) કરવું જોઈએ. કારણ કે પ્રણિધાનથી (અનુક્રમે) પ્રવૃત્તિ, વિઘ્નજય, સિદ્ધિ

* जिनाः श्रुतावधिमनःपर्यायकेवलज्ञानवन्तो जिनकल्पिकाश्च।
× प्रणिधानं प्रार्थनागर्भमैकाग्र्यम् । અહીં પ્રણિધાનનો "પ્રાર્થના-ગર્ભિત એકાગ્રતા" અર્થ જણાવ્યો છે. પણ આમાં પ્રાર્થનાની પ્રધાનતાની દૃષ્ટિએ પ્રણિધાનનો ફલિતાર્થ એકાગ્રતાપૂર્વક શુભ પ્રાર્થના, શુભ માગણી, શુભ મનોરથ કે શુભ સંકલ્પ છે.

પ્રશ્ન:- નિદાનમાં માગણી કરવામાં આવે છે અને પ્રણિધાનમાં પણ માગણી કરવામાં આવે છે. આથી પ્રણિધાન નિદાન સ્વરૂપ છે. આથી જેમ નિદાન (-નિયાણું) નહિ કરવું જોઈએ તેમ પ્રણિધાન પણ નહિ કરવું જોઈએ.

ઉત્તર:— નિદાનમાં અશુભની (-સંસારસુખની) માગણી કરવામાં આવે છે. જ્યારે પ્રણિધાનમાં શુભની માગણી કરવામાં આવે છે. અશુભની માગણી નિદાન છે, નહિ કે શુભની માગણી. પ્રણિધાન શુભ મનોરથરૂપ હોવાથી નિદાનરૂપ નથી. પ્રણિધાન બોધિની પ્રાર્થના તુલ્ય છે. લોગસ્સ વગેરે સૂત્રમાં आरुग्गबोहिलाभं વગેરેથી પ્રભુ પાસે બોધિની÷ (સમ્યગ્દર્શન વગેરેની) માગણી કરવામાં આવે છે. જેમ તે બોધિની માગણી શુભ ભાવનું કારણ હોવાથી નિદાનરૂપ નથી, તેમ પ્રસ્તુત પ્રણિધાન (=શુભ માગણી) પણ શુભભાવનું કારણ હોવાથી નિદાનરૂપ નથી. જો પ્રણિધાન નિદાનરૂપ હોય તો ચૈત્યવંદનના અંતે પ્રણિધાન ન થઈ શકે, કારણ કે શાસ્ત્રમાં નિદાનનો નિષેધ છે. (૩૦)

પ્રણિધાનની અનિવાર્યતા:—

एवं तु इट्ठसिद्धी ?, दव्वपवित्तीउ अण्णहा णियमा ।
तम्हा अविरुद्धमिणं, णेयमवत्थंतरे उचिए ॥ ३१ ॥

પ્રશ્ન:- પ્રણિધાન ન કરે તો શું વાંધો છે?

÷ जिनधर्मप्राप्तिर्बोधिलाभोऽभिधीयते । (લોગસ્સ ઉપર લલિત વિસ્તરા ટીકા.)

ઉત્તરઃ—પ્રણિધાન ન કરવામાં આવે તો શું ઇષ્ટની સિદ્ધિ થાય ? અર્થાત્ ન થાય. જો ધર્મક્રિયામાં પ્રણિધાન (=નિશ્ચિત શુભ ધ્યેય) ન કરવામાં આવે તો ધર્મનાં અનુષ્ઠાનો દ્રવ્યરૂપ જ બને, ભાવરૂપ ન બને. પ્રણિધાનથી ધર્મનાં અનુષ્ઠાનો ભાવરૂપ બને છે. પ્રણિધાન ઈષ્ટસિદ્ધિનું (=ભાવધર્મનું) કારણ હોવાથી ઉચિત અવસ્થામાં (=વૈરાગ્ય આદિ જે ગુણોની માગણી કરવાની છે તે ગુણો પ્રાપ્ત ન થયા હોય કે પ્રાપ્ત થયા હોય પણ પૂર્ણપણે પ્રાપ્ત ન થયા હોય તે અવસ્થામાં) જરૂરી છે. (૩૧)

પ્રણિધાન કરવાની વિધિઃ—

तं पुण संविग्गेणं, उवओगजुएण तिव्वसद्धाए ।
सिरणमियकरयलंजलि, इय कायव्वं पयत्तेणं ॥ ३२ ॥

મોક્ષાર્થી÷ જીવે ઉપયોગપૂર્વક તીવ્રશ્રદ્ધાથી* (=સદનુષ્ઠાન કરવાની પ્રબળ રુચિથી) મસ્તકે અંજલિ જોડીને આદરપૂર્વક નીચે પ્રમાણે ( ૩૩-૩૪ ગાથામાં કહેવાશે તે પ્રમાણે) પ્રણિધાન કરવું × (૩૨)

÷ संविग्नेन-मोक्षार्थिना भवभीतेन वा ।

* तीव्रश्रद्धया-आत्यन्तिक्या सदनुष्ठानकरणरुच्या ।

× અહીં શ્લોકના પૂર્વાર્ધમાં 'संविग्गेणं' વગેરે વિશેષણોથી પ્રણિધાનમાં માનસિક સ્થિતિ કેવી જોઈએ તે જણાવ્યું છે, અને ઉત્તરાર્ધમાં "सिरणमिय ....." એ પદથી શારીરિક સ્થિતિ કેવી જોઈએ તે જણાવ્યું છે.

જિનેશ્વર સમક્ષ પ્રણિધાનઃ—

जय वीयराय! जगगुरु!, होउ ममं तुह पभावओ भयवं!
भवणिव्वेओ मग्गाणुसारिया इट्ठफलसिद्धी ॥ ३३ ॥
लोगविरुद्धच्चाओ, गुरुजणपूआ परत्थकरणं च ।
सुहगुरुजोगो तव्वयणसेवणा आभवमखंडा ॥ ३४ ॥

હે વીતરાગ! હે+ જગદ્ગુરુ! આપ જય પામો. હે ભગવંત! આપના પ્રભાવથી મને [૧] ભવનિર્વેદ, [૨] માર્ગાનુસારિતા, [૩] ઈષ્ટફલસિદ્ધિ, [૪] લોકવિરુદ્ધત્યાગ, [૫] ગુરુજનપૂજા, [૬] પરાર્થકરણ, [૭] શુભગુરુયોગ, [૮] મોક્ષ ન મળે ત્યાં સુધી અખંડ શુભ ગુરુવચનસેવા— આ આઠ ભાવ પ્રાપ્ત થાઓ.

(૧)÷ ભવનિર્વેદઃ— સંસાર ઉપર કંટાળો— અણગમો. ધર્મસાધનામાં આ ગુણ પાયાનો છે. ભવનિર્વેદ વિનાનો ધર્મ એટલે પાયા વિનાનું મકાન. ધર્મ મોક્ષ માટે છે. જેને સંસાર ઉપર કંટાળો નથી— રાગ છે તે મોક્ષ માટે પ્રયત્ન કેવી રીતે કરે? કારણ કે સંસાર અને મોક્ષ બંને વિરુદ્ધ છે. જેને સંસાર ઉપર રાગ છે તેને મોક્ષ ઉપર

+ जगतः- सचराचरभुवनस्य गुणैर्गुरुत्वाद्, जगतां वा जङ्गमानां यथावद् वस्तुतत्त्वोपदेशनात्, तेषामेव वा गौरवार्हत्वाद् गुरुः ।

÷ ભવનિર્વેદ વગેરે ગુણો અતિ મહત્ત્વના હોવાથી અહીં વિશેષ સ્પષ્ટતા થાય એ માટે તેમનું કંઈક વિવેચન કર્યું છે.

[illegible] વિરોધી ન ગણાય, [illegible] વિરોધી ગણાય. [illegible] વિના [illegible] હોય ન હોય તો પત્ની અનુકૂળ સ્વભાવવાળી [illegible] બુદ્ધિવાળી મળે તો સારું આવી ઇચ્છા વિરોધી ન ગણાય, પણ રૂપાળી મળે તો સારું આવી ઈચ્છા વિરોધી ગણાય. આનો સીધો અર્થ એ થાય છે કે ભગવાન પાસે સીધી રીતે કે પરંપરાએ ધર્મમાં સહાયક બનનારી વસ્તુ મંગાય પણ રાગાદિ દોષો વધે તેવી એક પણ વસ્તુ ન મંગાય.

(૪) લોકવિરુદ્ધત્યાગઃ– લોકવિરુદ્ધ કાર્યોનો ત્યાગ લોકવિરુદ્ધ કાર્યોનું વર્ણન બીજા પંચાશકમાં ૮-૯-૧૦ એ ત્રણ ગાથાઓમાં આવી ગયું છે. જિજ્ઞાસુએ ત્યાંથી જોઈ લેવું.

(૫) ગુરુજનપૂજાઃ– ગુરુજનોની ઉચિત સેવા-ભક્તિ કરવી. અહીં ગુરુ શબ્દનો "જે ગૌરવને–બહુમાનને યોગ્ય હોય તે ગુરુ" એવો અર્થ હોવાથી ગુરુજન શબ્દથી ત્યાગી સાધુ જ નહિ, કિંતુ માતા વગેરે પણ સમજવાં. યોગબિંદુ ગ્રંથ (ગા૦ ૧૧૦) માં કહ્યું છે કે– માતા, પિતા, વિદ્યાગુરુ, માતાદિ ત્રણના ભાઈ–બહેન વગેરે સંબંધીઓ, જ્ઞાનવૃદ્ધ, વયોવૃદ્ધ અને ધર્મોપદેશક એ બધા શિષ્ટ પુરુષોને ગુરુ તરીકે માન્ય છે. ધર્મ પામવા માટે આ ગુણ અનિવાર્ય

છે. જ્યાં સુધી અહંકાર તીવ્ર હોય ત્યાં સુધી વાસ્તવિક કોટિનો ધર્મ આવતો નથી. તીવ્ર અહંકારી જીવમાં વાસ્તવિક ધર્મ ન હોય એટલું જ નહિ પણ ધર્મ પામવાની લાયકાત પણ ન હોય, ધર્મનું મૂળ વિનય છે. અહંકાર ઘટ્યા વિના વિનય આવે નહિ. વિનય વિના ગુરુજનપૂજા પણ ન થઈ શકે. આથી હિતથી ગુરુજનની પૂજા કરનાર જીવમાં અહંકાર ઘટ્યો હોવાથી ધર્મ પામવાની લાયકાત આવી છે એ સૂચિત થાય છે. ધર્મ પામવાની લાયકાત માટે કૃતજ્ઞતા ગુણ પણ જરૂરી છે. ગુરુજન પૂજાથી કૃતજ્ઞતા ગુણ પણ સૂચિત થાય છે. ગુરુજનની પૂજા કેવી રીતે કરવી તે અંગે યોગબિંદુ ગ્રંથ (ગા૦ ૧૧૧ વગેરે)માં નીચે પ્રમાણે જણાવ્યું છે—

(૧) માતા, પિતા આદિને સવાર, બપોર અને સાંજ એમ ત્રણ વખત નમસ્કાર કરવો. કારણવશ સાક્ષાત્ નમસ્કાર ન થઈ શકે તો મનમાં માતા આદિની સ્પષ્ટ ધારણા કરીને મનથી નમસ્કાર કરવો. (૨) ગુરુજન બહારથી આવે ત્યારે ઊભા થવું, બેસવા આસન આપવું, વગેરે વિનય કરવો. (૩) ગુરુજન પાસે ઉદ્ધતાઈનો ત્યાગ કરી એમનાથી નીચા આસને બેસવું-બેઠક નીચી રાખવી. પગ ઉપર પગ ન ચઢાવવા વગેરે રીતે વિવેકથી બેસવું. (૪) ઝાડા-પેશાબ વગેરે કરતાં કે કે ઝાડા-પેશાબ વગેરેથી અપવિત્ર જગ્યામાં ગુરુજનના નામનો ઉચ્ચાર ન કરવો. (૫) ક્યારે પણ એમનો અવર્ણવાદ (-નિંદા; પરાભવ વગેરે) ન સાંભળવો. (૬) સ્વશક્તિ પ્રમાણે વસ્ત્ર, ભોજન, અલંકાર વગેરે સારાં આપવાં. (૭)

કારણોની પ્રાર્થના આગમસંમત ન હોય તો બોધિલાભની માગણી કરે નહિ. આથી સિદ્ધ થાય છે કે આ પ્રાર્થના આગમસંમત છે. (૩૬)

ઋદ્ધિની ઈચ્છાથી તીર્થંકરપણાની આશંસા પણ નિદાન છે'—

एवं च दसाईसुं, तित्थयरंमि वि णियाणपडिसेहो।
जुत्ता भवपडिबद्धं, सामिस्संगं तयं जेण ॥३७॥

પ્રશ્ન:- મોક્ષનાં કારણોની પ્રાર્થના નિદાન નથી એ વાત સિદ્ધ થઈ ગઈ તીર્થંકરપણું મોક્ષનું કારણ છે. તીર્થંકર બનનાર જીવ અનેક જીવો ઉપર ઉપકાર કરવા સાથે સ્વકલ્યાણ કરે છે. આથી હું તીર્થંકર બનું એવી આશંસા નિદાન ન ગણાય. તો પછી દશાશ્રુતસ્કંધ વગેરેમાં તેનો નિષેધ કેમ કર્યો છે?

ઉત્તર:- દશાશ્રુતસ્કંધ, ધ્યાનશતક વગેરે ગ્રંથોમાં તીર્થંકર બનવાની આશંસાનો નિષેધ કર્યો છે તે યોગ્ય છે. કારણ કે તેવી આશંસા અપ્રશસ્ત રાગયુક્ત હોવાથી સંસારનું કારણ છે.

ભાવાર્થ:- તીર્થંકરની દેવોએ કરેલી સમવસરણ વગેરે ઋદ્ધિ જોઈને કે સાંભળીને હું તીર્થંકર બનું, જેથી મને પણ આવી ઋદ્ધિ મળે. આ પ્રમાણે તીર્થંકરની ઋદ્ધિની ઈચ્છાથી તીર્થંકર બનવાની આશંસામાં અપ્રશસ્ત રાગ કારણ છે. આમાં ઉપકારની ભાવના નથી, પણ ઋદ્ધિની પ્રાપ્તિરૂપ સ્વાર્થની ભાવના છે. આવી આશંસાથી તીર્થંકરપણું મળે જ નહિ, અને પાપકર્મનો બંધ થાય તે નફામાં.

કારણોની પ્રાર્થના આગમસંમત ન હોય તો બોધિલાભની માગણી કરે નહિ. આથી સિદ્ધ થાય છે કે આ પ્રાર્થના આગમસંમત છે. (૩૬)

ઋદ્ધિની ઈચ્છાથી તીર્થંકરપણાની આશંસા પણ નિદાન છે'—

एवं च दसाईसुं, तित्थयरंमि वि णियाणपडिसेहो ।
जुत्ता भवपडिबद्धं, सामिस्संगं तयं जेण ॥३७॥

પ્રશ્નઃ- મોક્ષનાં કારણોની પ્રાર્થના નિદાન નથી એ વાત સિદ્ધ થઈ ગઈ તીર્થંકરપણું મોક્ષનું કારણ છે. તીર્થંકર બનનાર જીવ અનેક જીવો ઉપર ઉપકાર કરવા સાથે સ્વકલ્યાણ કરે છે. આથી હું તીર્થંકર બનું એવી આશંસા નિદાન ન ગણાય. તો પછી દશાશ્રુતસ્કંધ વગેરેમાં તેનો નિષેધ કેમ કર્યો છે ?

ઉત્તરઃ- દશાશ્રુતસ્કંધ, ધ્યાનશતક વગેરે ગ્રંથોમાં તીર્થંકર બનવાની આશંસાનો નિષેધ કર્યો છે તે યોગ્ય છે. કારણ કે તેવી આશંસા અપ્રશસ્ત રાગયુક્ત હોવાથી સંસારનું કારણ છે.

ભાવાર્થઃ- તીર્થંકરની દેવોએ કરેલી સમવસરણ વગેરે ઋદ્ધિ જોઈને કે સાંભળીને હું તીર્થંકર બનું, જેથી મને પણ આવી ઋદ્ધિ મળે. આ પ્રમાણે તીર્થંકરની ઋદ્ધિની ઈચ્છાથી તીર્થંકર બનવાની આશંસામાં અપ્રશસ્ત રાગ કારણ છે. આમાં ઉપકારની ભાવના નથી, પણ ઋદ્ધિની પ્રાપ્તિરૂપ સ્વાર્થની ભાવના છે. આવી આશંસાથી તીર્થંકરપણું મળે જ નહિ, અને પાપકર્મનો બંધ થાય તે નફામાં.

આથી તીર્થંકરની ઋદ્ધિની ઇચ્છાથી તીર્થંકરપણાની આશંસા નિદાનરૂપ છે. આથી દશાશ્રુતસ્કંધ વગેરેમાં તેનો જે નિષેધ કર્યો છે તે યોગ્ય જ છે. (૩૭)

પરોપકારની ભાવનાથી તીર્થંકરપણાની આશંસા નિદાન નથી—

जं पुण णिरभिस्संगं, धम्मा एसो अणेगसत्तहिओ ।
णिरुवमसुहसंजणओ, अपुव्वचिंतामणीकप्पो ॥३८॥

ता एयाणुट्ठाणं, हियमणुवद्दयं पहाणभावस्स ।
तम्मि पवित्तिसरूवं, अत्थापत्तीइ तमदुट्ठं ॥३९॥

**પ્રશ્ન:**- તો પછી કેવળ પરોપકારની ભાવનાથી તીર્થંકર બનવાની આશંસા નિદાન ન ગણાય ને ?

**ઉત્તર:**- ના. ભૌતિક ઋદ્ધિની લેશ પણ ઇચ્છા વિના (-કેવળ પરોપકારબુદ્ધિથી) તીર્થંકર બનવાની આશંસા ×દુષ્ટ (-નિદાન) નથી. કારણ કે કેવળ પરોપકારની ભાવનાથી તીર્થંકરપણાની આશા રાખનાર જીવ જેનાથી તીર્થંકર નામકર્મ બંધાય તેવા પ્રવચનવાત્સલ્ય વગેરે શુભઅનુષ્ઠાનો સેવીને અનેક જીવોનું હિત કરનાર, નિરુપમ સુખજનક, +અપૂર્વ ચિંતામણિ સમાન તીર્થંકર બને છે. (૩૮)

(ता=) તીર્થંકર ઉપર્યુક્ત "અનેક જીવોનું હિત કરવું" વગેરે ગુણોથી યુક્ત હોવાથી (एयाणुट्ठाणं=) તીર્થંકરનાં ધર્મ-

× ગાથામાં અદુષ્ટ શબ્દ નથી, અધ્યાહારથી સમજવું એવા ભાવનું ટીકામાં જણાવ્યું છે.

+ चिन्तातिक्रान्तसुखविधायित्वाद् ।

તે વિચારવા લાગી કે- હું પણ ભગવાનની પૂજા કરું, પણ હું ગરીબ હોવાથી પૂજાના સાધનોથી રહિત છું. આ લોકો ભગવાનની પૂજા માટે ધૂપ વગેરે ઉત્તમ સામગ્રી લઈને જાય છે. હું તેના વિના શી રીતે પૂજા કરું ? કંઇ નહિ, મને જંગલમાં ગમે ત્યાંથી પુષ્પો મળી જશે. એ પુષ્પોથી હું ભગવાનની પૂજા કરું. આમ વિચારી વૃદ્ધા જંગલમાંથી સિંદુવારનાં પુષ્પો લઇ આવી. પુષ્પો લઇને હર્ષથી સમવસરણ તરફ જઈ રહી હતી. પણ વૃદ્ધાવસ્થાના કારણે રસ્તામાં જ આયુષ્યનો ક્ષય થતાં મૃત્યુ પામી. રસ્તા ઉપર તેનું મડદું જોઇને દયાળુ માણસોએ આ વૃદ્ધા મૂર્છા પામી છે એમ સમજીને તેના ઉપર પાણી છાંટયું. થોડો વખત મૂર્છાના ઉપચાર કરવા છતાં જરાપણ ચેતના આવી નહિ. એટલે લોકોએ ભગવાનને પુછયું કે— આ વૃદ્ધા મરી ગઈ છે કે જીવતી છે ? ભગવાને કહ્યું : તે મૃત્યુ પામી છે. તેનો જીવ દેવરૂપે ઉત્પન્ન થયો છે. દેવરૂપે ઉત્પન્ન થયેલો વૃદ્ધાનો જીવ દેવલોકમાં ઉત્પન્ન થયા પછી તુરત અવધિજ્ઞાનથી પૂર્વભવ જાણીને મને વંદન કરવા આવ્યો છે. તે આ રહ્યો, એમ કહીને ભગવાને પોતાની પાસે ઊભેલા દેવને બતાવ્યો. ભગવાન પાસે આ વૃત્તાંત સાંભળીને સમવસરણમાં રહેલા બધા લોકો વિસ્મય પામીને વિચારવા લાગ્યા કે અહો ! ! પૂજાની ભાવનાથી પણ કેટલો બધો લાભ થાય છે. પછી ભગવાને થોડાપણ શુભ અધ્યવસાયથી બહુ લાભ થાય છે એમ કહીને જિનપૂજાનું મહત્ત્વ સમજાવ્યું. ત્યારબાદ ભગવાને વૃદ્ધાના જીવનો વૃત્તાંત જણાવતાં કહ્યું કે વૃદ્ધાનો જીવ દેવલોકમાંથી ચ્યવી વિશાળરાજ્યનો માલિક કનકધ્વજ નામનો રાજા થશે. એક વખત દેડકાને સર્પ, એ

સર્પને કુરર, એ કુરરને અજગર, એ અજગરને મોટો સર્પ ખાઈ જવા મથે છે. એ બનાવ જોઈને તે વિચારશે કે- જેમ અહીં એક-બીજાને ખાવાને મથતા દેડકો વગેરે પ્રાણીઓ આખરે મહાસર્પના મુખમાં જ જવાના છે, તેમ સંસારમાં જીવો "મત્સ્યગલાગલ" ન્યાયથી પોતપોતાના બળ પ્રમાણે પોતાનાથી ઓછા બળવાળાને દુઃખી કરે છે-દબાવે છે, પણ આખરે બધા યમરાજના મુખમાં પ્રવેશ કરે છે. આથી આ સંસાર અસાર છે. એમ વિચારીને *પ્રત્યેકબુદ્ધ બનશે. દીક્ષાનું સુંદર પાલન કરીને દેવલોકમાં ઉત્પન્ન થશે. પછી ક્રમે કરીને અયોધ્યા નગરીના શક્રાવતાર નામના મંદિરમાં કેવલજ્ઞાન પામી મોક્ષે જશે. (૪૯)

પ્રસ્તુત પ્રકરણનો ઉપસંહારઃ—

सम्मं णाऊण इमं, सुयाणुसारेण धीरपुरिसेहिं ।
एवं चिय कायव्वं, अविरहियं सिद्धिकामेहिं ।।५०।।

મુક્તિકામી ધીર પુરુષોએ આ પૂજાવિધિને આગમ પ્રમાણે બરોબર જાણીને તે જ પ્રમાણે સતત-સદા કરવું જોઈએ. વિધિપૂર્વક પૂજા સદા કરવાથી શુભ અધ્યવસાયની વૃદ્ધિ થાય છે અને એનાથી ઇષ્ટકાર્યની સિદ્ધિ થાય છે. અહીં ધીરપુરુષ શબ્દનો અર્થ બુદ્ધિમાન પુરુષ છે. બુદ્ધિ રહિત પુરુષ બરોબર સમજી શકે નહિ એથી બરોબર કરી શકે પણ નહિ. અથવા ધીર પુરુષ એટલે ક્ષોભ ન પામનાર પુરુષ. કુનયોથી જેનું મન ક્ષોભ પામી જાય-ડગમગી જાય તે બરોબર સમજવામાં અને બરોબર કરવામાં અસમર્થ છે. (૫૦)

---

* બીજાના ઉપદેશ વિના કોઈ તેવા નિમિત્તથી વૈરાગ્ય પામી સ્વયં ચારિત્ર લે તે પ્રત્યેકબુદ્ધ કહેવાય.

## ૫ પ્રત્યાખ્યાન પંચાશક

શ્રાવકે જિનપૂજા કર્યા પછી પ્રત્યાખ્યાન કરવું જોઈએ. આથી જિનપૂજા પંચાશક પછી પ્રત્યાખ્યાન વિધિ કહેવાની ઈચ્છાવાળા ગ્રંથકાર મંગલ વગેરે જણાવે છે:—

नमिऊण वद्धमाणं, समासओ सुत्तजुत्तिओ वोच्छं ।
पच्चक्खाणस्स विहिं, मंदमइविबोहणट्ठाए ॥ १ ॥

ભગવાન શ્રી વર્ધમાન સ્વામીને નમસ્કાર કરીને મંદમતિ જીવોના બોધ માટે પ્રત્યાખ્યાનની વિધિને આગમ અને યુક્તિના આધારે સંક્ષેપથી કહીશ. (૧)

પ્રત્યાખ્યાનના અર્થો અને ભેદો:—

पच्चक्खाणं नियमो, चरित्तधम्मो य होंति एगट्ठा ।
मूलुत्तरगुणविसयं चित्तमिणं वण्णियं समए ॥२॥

પ્રત્યાખ્યાન, નિયમ અને ચારિત્રધર્મ એ ત્રણે એકાર્થક છે. આત્મહિતની દૃષ્ટિએ પ્રતિકૂળ પ્રવૃત્તિના ત્યાગની મર્યાદાથી પ્રતિજ્ઞા તે પ્રત્યાખ્યાન.*

ભાવાર્થ:-પ્રવૃત્તિથી પ્રતિકૂળપણે મર્યાદાથી કહેવું તે પ્રત્યાખ્યાન. પ્રવૃત્તિનો ત્યાગ=નિવૃત્તિ એ પ્રવૃત્તિથી પ્રતિકૂળ છે-પ્રવૃત્તિથી વિરુદ્ધ છે. કોઈ અમુક પ્રવૃત્તિનો ત્યાગ કરવો, અમુક શરતે ત્યાગ કરવો, અમુક રીતે ત્યાગ કરવો વગેરે મર્યાદા છે. કહેવું એટલે પ્રતિજ્ઞા કરવી. આનું તાત્પર્ય એ આવ્યું કે-

---

* प्रति-प्रवृत्तिप्रतिकूलतया आ=मर्यादया ख्यानं-प्रकथनं ख्यानम् ।

આત્મહિતની દૃષ્ટિએ પ્રતિકૂળ પ્રવૃત્તિના ત્યાગની મર્યાદાથી પ્રતિજ્ઞા તે પ્રત્યાખ્યાન. હેયવસ્તુથી વિરામ પામવો=અટકવું તે નિયમ. જેનાથી જીવ મોક્ષ તરફ જાય તે ચારિત્ર.

પ્રત્યાખ્યાનના મૂલગુણ અને ઉત્તરગુણ એમ બે ભેદ છે. સાધુના પાંચ મહાવ્રત અને શ્રાવકના પાંચ અણુવ્રત મૂલગુણ પ્રત્યાખ્યાન છે. સાધુના પિંડવિશુદ્ધિ આદિ ગુણો તથા શ્રાવકનાં દિગ્વિરતિ વગેરે વ્રતો ઉત્તરગુણ છે. અથવા સાધુ-શ્રાવક બંને માટે નવકારશી આદિ દશ પ્રત્યાખ્યાનો ઉત્તરગુણ છે. મૂલગુણ અને ઉત્તરગુણના આ સિવાય બીજા પણ અનેક ભેદો છે. આથી મૂલગુણ અને ઉત્તરગુણ પ્રત્યાખ્યાન શાસ્ત્રમાં (चित्र) અનેક પ્રકારે વર્ણવવામાં આવ્યું છે. જેમ વૃક્ષનું મૂળ શાખા-પ્રશાખા વગેરેના આધારરૂપ છે, તેમ બીજાગુણોનો આધાર તે મૂલગુણ. મૂલગુણોનું રક્ષણ-પાલન કરવામાં સહાયભૂત થાય તે ઉત્તરગુણ × (૨)

અહીં કયા પ્રત્યાખ્યાનનું વર્ણન થશે તેનો નિર્દેશઃ—

इह पुण अद्धारूवं, णवकारादि पतिदिणोवओगित्ति ।
आहारगोयरं जइगिहीण भणिमो इमं चेव ॥३॥

નવકારશી આદિ દશ પ્રકારનું કાલ પ્રત્યાખ્યાન આહાર સંબંધી હોવાથી સાધુ-શ્રાવકને પ્રાયઃ દરરોજ ઉપયોગમાં

× અથવા નિત્ય કરવામાં આવે તે મૂલગુણ. કારણ ઉપસ્થિત થતાં કરવામાં આવે તે ઉત્તરગુણ. જેમકે, સાધુઓને મહાવ્રતોનું પાલન સદા જ કરવાનું હોય છે, વ્રતોનું પાલન ન હોય એવો કોઇ કાળ જ નથી. આથી તે મૂલગુણ છે. પિંડવિશુદ્ધિ વગેરે ગુણો ક્ષુધાદિ કારણો ઉપસ્થિત થતાં સેવવામાં આવે છે માટે ઉત્તરગુણ છે.

## ૧ ગ્રહણદ્વાર

ગુ કોની પાસે કેવી રીતે પ્રત્યાખ્યાન લે તેનો નિર્દેશઃ—

गिण्हति सयंगहीयं, काले विणएण सम्ममुवउत्तो ।
अणुभासंतो पइवत्थु जाणगो जाणगसगासे ॥५॥

[1]પ્રત્યાખ્યાનના સ્વરૂપનો જાણકાર જીવ, [2]જાતે લીધેલું ત્યાખ્યાન, [3]પ્રત્યાખ્યાનના સ્વરૂપના જાણકાર ગુરુ પાસે, ઉચિતકાળે, [5]વિનયથી, [6]ઉપયોગપૂર્વક, [7]ગુરુ પ્રત્યાખ્યાનનો પાઠ બોલે તેને પોતે [મનમાં] બોલતાં બોલતાં, [8]સમ્યક્ હણ કરે.

પ્રત્યાખ્યાન દર્શન, જ્ઞાન, વિનય, અનુભાષણ, પાલના ને ભાવ- એ છ શુદ્ધિથી શુદ્ધ હોય તો શુદ્ધ કહેવાય.

છ શુદ્ધિઓનું સ્વરૂપ આ પ્રમાણે છે—

पच्चक्खाणं सव्वण्णु—देसिअं जं जहिं जहा काले ।
तं जो सद्दहइ नरो, तं जाणसु सद्दहणसुद्धं ॥२४६॥
पच्चक्खाणं जाणइ, कप्पे जं जंमि होइ कायव्वं ।
मूलगुण उत्तरगुणे, तं जाणसु जाणणासुद्धं ॥२४७॥
किइकम्मस्स विसुद्धिं, पउंजई जो अहीणमइरित्तं ।
मणवयणकायगुत्तो, तं जाणसु विणयओ सुद्धं ॥२४८॥
अणुभासइ गुरुवयणं, अक्खरपयवंजणेहि परिसुद्धं ।
पंजलिउडो अभिमुहो, तं जाणऽणुभासणासुद्धं ॥२४९॥
कंतारे दुब्भिक्खे, आयंके वा महइ समुप्पन्ने ।
जं पालिअं न भग्गं, तं जाणसु पालणासुद्धं ॥२५०॥

रागेण व दोसेण व, परिणामेण व न दूसिअं जं तु ।
तं खलु पच्चक्खाणं, भावविसुद्धं मुणेयव्वं ॥२५१॥
( આવશ્યકભાષ્ય )

"સર્વજ્ઞોએ જે પચ્ચક્ખાણ જ્યાં [=જિનકલ્પઆદિમાં] અને જે કાળે કરવાનું કહ્યું છે તે પચ્ચક્ખાણની તે રીતે જે શ્રદ્ધા કરે—માને તેનું પચ્ચક્ખાણ દર્શનશુદ્ધ છે." [૨૪૬] "જિનકલ્પ આદિ જે કલ્પમાં મૂલગુણ અને ઉત્તરગુણ સંબંધી જે પચ્ચક્ખાણ કરવા જેવું હોય તેનું જેને જ્ઞાન હોય તેનું પચ્ચક્ખાણ જ્ઞાનશુદ્ધ છે." [૨૪૭] "જે આત્મા પચ્ચ-ખાણ કરતી વખતે મન-વચન-કાયાથી ગુપ્ત બનીને ગુરુ-વંદનની વિધિમાં ન્યૂનાધિકતા કર્યા વિના વિશુદ્ધ રીતે ગુરુ-વંદન કરે છે તેનું પચ્ચક્ખાણ વિનયશુદ્ધ છે." [૨૪૮] "ગુરુ પચ્ચક્ખાણનું સૂત્ર બોલે ત્યારે જે આત્મા બે હાથ જોડી ગુરું સન્મુખ ઊભા રહીને ગુરુ પાઠ બોલે તેની સાથે પોતે પણ અક્ષરો, પદો અને વ્યંજનો ધીમે ધીમે બોલે તેનું પચ્ચક્ખાણ અનુભાષણ શુદ્ધ છે. [૨૪૯ "અટવીમાં, દુષ્કાળમાં કે મહારોગ ઉત્પન્ન થવા છતાં જે પચ્ચક્ખાણ ભાંગ્યા વિના બરોબર પાળ્યું હોય તે પચ્ચક્ખાણ પાલનાશુદ્ધ છે." [૨૫૦] "રાગથી, દ્વેષથી કે ભૌતિકસુખની આશંસા આદિ રૂપ પરિણામથી જે પચ્ચક્ખાણ દૂષિત ન કર્યું હોય તે પચ્ચક્ખાણ ભાવશુદ્ધ છે." [૨૫૧]

પ્રસ્તુત ગાથામાં દર્શન આદિ છ શુદ્ધિનું સૂચન કર્યું છે. કયા પદથી કઇ શુદ્ધિનું સૂચન કર્યું છે તેને તથા

ગુરુ પાસે લેવું જોઇએ. આનાથી પ્રત્યાખ્યાન આપનારમાં કેવી યોગ્યતા હોવી જોઇએ તેનું સૂચન કર્યું છે. આવશ્યક નિર્યુક્તિ (ગા. ૧૬૦૮) માં કહ્યું છે કે મૂલગુણ-ઉત્તરગુણાદિમાં પ્રત્યાખ્યાનની વિધિ જાણનાર પ્રત્યાખ્યાન આપવાને યોગ્ય છે.

(૪) काले=ઉચિતકાળે. નવકારશી આદિ પ્રત્યાખ્યાન સૂર્યોદય પહેલાં લઈ લેવું જોઇએ. સૂર્યોદય પહેલાં ન લેવાય તો તેનો સમય થયા પહેલાં તો લઇ જ લેવું જોઇએ. [ દા. ત. પોરિસીનું પ્રત્યાખ્યાન દશ વાગે થતું હોય તો દશ વાગ્યા પહેલાં લઇ લેવું જોઇએ.]

(૫) विणएण=વિનયથી. ગુરુ પાસે વિનયપૂર્વક પ્રત્યાખ્યાન લેવું જોઇએ. આનાથી વિનયશુદ્ધિનું સૂચન કર્યું છે. ગુરુને વિધિથી વંદન કરીને પ્રત્યાખ્યાન લેવું તે વિનયશુદ્ધિ છે.

(૬) उवउत्तो=પ્રત્યાખ્યાનમાં ઉપયોગવાળો. સ્વયં કે ગુરુ પાસે પ્રત્યાખ્યાન કરતી વખતે પ્રત્યાખ્યાનમાં ઉપયોગ હોવો જોઇએ ઉપયોગ વિના કરેલું પ્રત્યાખ્યાન દ્રવ્ય પ્રત્યાખ્યાન બને.

(૭) अणुभासंतो= સાથે બોલતો. આનાથી અનુભાષણ શુદ્ધિનું સૂચન કર્યું છે. ગુરુ પ્રત્યાખ્યાનનો પાઠ બોલે તેની સાથે પોતે પણ તે પ્રમાણે ( મનમાં કે મંદસ્વરે ) બોલે તે અનુભાષણ શુદ્ધિ છે. ગુરુ પ્રત્યાખ્યાનનો જે પાઠ બોલે તેને લેનારે પણ તેની સાથે ( મનમાં કે મંદસ્વરે )

છાંટો પેશી જાય તો તે સહસા બન્યું કહેવાય. આનાથી પ્રત્યાખ્યાનનો ભંગ ન થાય.]

**પ્રશ્ન**:- નવકારશીમાં બે આગારો છે, વર્તમાનમાં ચાર આગારો બોલાય છે. તેનું શું કારણ ?

**ઉત્તર**:- નવકારશી વગેરે પ્રત્યાખ્યાન સાથે मुट्ठिसहियंનું પણ પ્રત્યાખ્યાન કરવામાં આવે છે. દશપ્રકારના પ્રત્યાખ્યાનમાં મુટ્ઠિસહિઅંનો અભિગ્રહ પ્રત્યાખ્યાનમાં સમાવેશ થાય છે. અભિગ્રહના પ્રત્યાખ્યાનમાં ચાર આગાર છે. આથી વર્તમાનમાં નવકારશીના પ્રત્યાખ્યાનમાં ચાર આગારો બોલાય છે. એ પ્રમાણે પોરિસિ વગેરે પ્રત્યાખ્યાનમાં પણ અધિક આગારો માટે સમજી લેવું.

(૨) પોરિસી-સાર્ઢપોરિસી:- પોરિસી શબ્દમાં મૂળ-શબ્દ પૌરુષી છે. પુરુષ પ્રમાણ છાયા (અર્થાત્ કાયાપ્રમાણ છાયા) જે કાળમાં થાય તે કાળ પૌરુષી કહેવાય. સૂર્યોદયથી દિવસનો ચોથો ભાગ પસાર થાય ત્યારે છાયા પુરુષ (-સ્વકાયા) પ્રમાણ થાય છે માટે દિવસનો ચોથો ભાગ પૌરુષી કહેવાય. દિવસના ચોથા ભાગને જેમ પૌરુષી કહેવામાં આવે છે તેમ પ્રહર પણ કહેવામાં આવે છે. એટલે સૂર્યોદયથી એક પ્રહર (દિવસના ચોથા ભાગ) સુધી આહારનો ત્યાગ તે પોરિસી, તથા દોઢ પ્રહર સુધી આહારનો ત્યાગ તે સાર્ઢપોરિસી.

પોરિસી અને સાર્ઢપોરિસીના પ્રત્યાખ્યાનમાં નવકારશીના બે તથા पच्छन्नकालेणं, दिसामोहेणं, साहुवयणेणं, सव्वसमाहिवत्तियागारेणं એ ચાર એમ છ આગારો છે.

(૩) उक्खित्तविवेगेण:— આમાં ઉત્ક્ષિપ્ત અને વિવેક એ બે શબ્દો છે. ઉત્ક્ષિપ્ત એટલે મૂકેલું વિવેક એટલે જુદું કરવું. સુકા રોટલા, ભાત વગેરે કોરી વસ્તુ ઉપર સંપૂર્ણ લઈ શકાય તેવી આયંબિલમાં અકલ્પ્ય પિંડવિગઈ (ઘટ્ટગોળ સુખડી) વગેરે વસ્તુ પડી હોય તો એને જુદી કર્યા પછી—ઉપાડી લીધા પછી તે સુકા રોટલા, ભાત વગેરે વાપરવામાં વાંધો નહિ. અર્થાત્ તેમ કરવાથી કદાચ અકલ્પ્ય વસ્તુનો અંશ વાપરવામાં આવી જાય તો નિયમભંગ ન થાય. પણ જો નરમ ગોળ વગેરે દ્રવ (=ઢીલી) વસ્તુ પડી હોય તો ન કલ્પે. કારણ કે દ્રવ હોવાથી જેના ઉપર મૂકેલી છે તેમાં ચોંટી જાય. આથી ઉપાડી લેવા છતાં અધિક રહી જાય.

(૭) અભક્તાર્થ:— આમાં અ, ભક્ત અને અર્થ એ ત્રણ શબ્દો છે. અ નો નિષેધ અર્થ છે. ભક્ત એટલે ભોજન, અર્થ એટલે પ્રયોજન, જેમાં ભોજનનું પ્રયોજન નથી (=ખાવાનું જ નથી) તે પ્રત્યાખ્યાન અભક્તાર્થ, અર્થાત્ ઉપવાસ.

ઉપવાસના પાઠમાં સૂર્યોદયથી પ્રત્યાખ્યાન કરું છું એવો નિયમ હોવાથી એકવાર થોડું પણ ભોજન કર્યા પછી "હવેથી બાકીના દિવસનો ઉપવાસ" એમ ઉપવાસ ન થાય.

[પ્રશ્ન:— સૂર્યોદયથી ઉપવાસ શરૂ થાય છે. એટલે સૂર્યોદય પછી એકવાર થોડું પણ ખાધા પછી ઉપવાસ ન થાય એ બરોબર છે. પણ સૂર્યોદય પહેલાં ભોજન કરીને સૂર્યોદયથી ઉપવાસ કરવામાં શો વાંધો ?

છે તેમ સ્મૃતિ થાય છે. નિયમના પાલન માટે નિયમની સ્મૃતિ આવશ્યક છે × રાત્રિભોજનના ત્યાગનું સ્મરણ થવું હોવાથી સાધુઓને અને ગૃહસ્થોને સાંજનું દિવસચરિમ પ્રત્યાખ્યાન લેવાથી લાભ જ છે (જેમને રાત્રિભોજનનો નિયમ નથી, કે ઘણા આગાર સહિત નિયમ છે તેમને તો આનાથી લાભ છે જ એટલે તેમના માટે કોઈ પ્રશ્ન જ ઊભો થતો નથી)

**પ્રશ્નઃ**- તિવિહાર એકાસણાનું પ્રત્યાખ્યાન કર્યું હોય તેને એકાસણું કર્યા પછી આખો દિવસ બિલકુલ પાણી વાપરવું નથી એવી ભાવના થાય તો તે ઊઠતી વખતે દિવસ-ચરિમ ચોવિહારનું પ્રત્યાખ્યાન લે કે પાણહારનું ?

**ઉત્તરઃ**-દિવસ ચરિમ ચોવિહારનું પ્રત્યાખ્યાન લેવું ઠીક લાગે છે. જો કે પાણહારનું પ્રત્યાખ્યાન લે તો પણ ચારે આહારનો ત્યાગ થઈ જાય છે. પણ પાણહારનું પ્રત્યાખ્યાન લેવાથી પાણીમાં ચાર આગારો સિવાય કોઈ આગારો ન રહ્યા, પણ બાકી ત્રણ આહારમાં એકાસણામાં આવતા બધા આગારો રહે છે. જ્યારે ચોવિહાર લે તો ચારે આહારમાં ચાર આગારો રહે છે. એટલે આગાર ઓછા રહે એ દૃષ્ટિએ ચોવિહારનું પ્રત્યાખ્યાન લેવું ઠીક છે. એજ રીતે બિયાસણના પ્રત્યાખ્યાન વાળાઓને બીજું બિયાસણું કર્યા પછી પાણી બિલકુલ ન પીવું હોય તો ઊઠતાં ચોવિહારનું પ્રત્યાખ્યાન લેવું ઠીક છે. અર્થાત્ એકા-

×આથી જ સાધુઓને દીક્ષા લેતી વખતે અને ગૃહસ્થોને સામાયિક લેતી વખતે "કરેમિભંતે" સૂત્રથી સાવદ્ય યોગોનો ત્યાગ થઈ જવા છતાં ...ઓ અને ગૃહસ્થો પ્રતિક્રમણમાં અનેકવાર 'કરેમિભંતે' સૂત્ર બોલે છે.

સણું વગેરે કર્યા પછી જો પહેલાં તિવિહારનું પ્રત્યાખ્યાન લીધું હોય તો જ્યારથી પાણી ન વાપરવું હોય ત્યારથી પાણુહારનું પ્રત્યાખ્યાન કરવું, અને જો પહેલા તિવિહાર ન કર્યો હોય તો જ્યારથી પાણી ન વાપરવું હોય ત્યારથી ચોવિહારનું પ્રત્યાખ્યાન લેવું ઠીક છે. છતાં આ વિશે ગીતાર્થો કહે તેમ કરવું.]

દિવસચરિમ અને ભવચરિમમાં अन्नत्थणाभोगेणं, सहसागारेणं, महत्तरागारेणं અને सव्वसमाहिवत्तियागारेणं એ ચાર આગારો છે આ આગારોનું વર્ણન થઇ ગયું છે. [ભવચરિમમાં એટલું વિશેષ છે કે– પ્રત્યાખ્યાન કરનારને મને સમાધિમાં જરાય વાંધો નહિ આવે એમ દૃઢ વિશ્વાસ હોય વગેરે કારણોથી મહત્તરાગારેણું અને સવ્વસમાહિવત્તિયાગારેણું એ બે આગારોની જરૂર ન હોય તો અન્નત્થણાભોગેણું અને સહસાગારેણું એ બે આગારો હોય છે. આ બે આગારો તો જરૂરી છે. કારણ કે અનુપયોગથી કે સહસા આંગળી વગેરે મુખમાં નખાઈ જવાનો સંભવ છે.]

(૧૦) અભિગ્રહઃ–અમુક વસ્તુનો ત્યાગ વગેરે અભિગ્રહમાં ચરિમમાં કહેલા ચાર આગાર છે. આમાં આટલું વિશેષ છે કે સાધુને વસ્ત્રના (વસ્ત્રના ત્યાગરૂપ) અભિગ્રહમાં चोलपट्टागारेणं સહિત પાંચ આગારો હોય છે. આમાં ચોલપટ્ટ અને આગાર એ બે શબ્દો છે. ચોલપટ્ટો પહેરવાની છૂટ તે ચોલપટ્ટાગાર. જે સાધુને તદ્દન વસ્ત્રરહિત

રહેવાનો જ નિયમ છે તો આપણે અત્યારે કોઈ ગૃહસ્થનું આગ-મન થાય ત્યારે અપેક્ષા માટે ચોલપટ્ટો પહેરવાની છૂટ હોય છે.]

( ૧૧ ) વિગઈ: ઘી આદિ વિગઈનો ત્યાગ તે વિગઈ પ્રત્યાખ્યાન. વિકાર કરનાર ઘી આદિ સ્નિગ્ધ પદાર્થો વિગઈ કહેવાય છે. વિગઈના દશ ભેદ છે. તે આ પ્રમાણે-(૧) દૂધ, (૨) દહીં, (૩) ઘી, (૪) તેલ, (૫) ગોળ, (૬) પક્વાન્ન -કડાહ (તળેલું), (૭) માખણ, (૮) મધ, (૯) માંસ, (૧૦) મદિરા. આમાં છેલ્લી ચાર વિગઈને મહાવિગઈ કહેવામાં આવે છે અને તે અભક્ષ્ય છે.

વિગઈના દ્રવ ( ઢીલી ) અને પિંડ ( =ઘટ્ટ ) એમ બે ભેદ છે. તેમાં માખણ, પક્વાન્ન, માંસ, ઘટ્ટદહીં, ઘી, ગોળ એ છ પિંડ વિગઈના ત્યાગમાં આયંબિલના આઠ અને पडुच्चमक्खिपणं એ નવ આગારો છે. દૂધ વગેરે ચાર દ્રવ વિગઈના ત્યાગમાં उक्खित्तविवेगेणं વિના પિંડ વિગઈમાં આવતા આઠ આગારો છે.

**પ્રશ્ન:—** દ્રવવિગઈના ત્યાગમાં ઉક્ખિત્તવિવેગેણં આગાર કેમ નથી ?

**ઉત્તર:**-દ્રવવિગઈ ઉપાડી લેવા છતાં જેના ઉપર પડી હોય તેની સાથે ઘણી મિશ્ર થઈ જવાથી તે વસ્તુ ખાતા તેનો સ્વાદ આવે છે. જ્યારે પિંડવિગઈ સંપૂર્ણ ઉપાડી

*પૂર્વે મુનિઓ **हेमंतेसु अवाउडा** એ ( દશવૈકાલિકના ) વચનાનુસાર ઠંડીમાં શીતપરિષહ સહન કરવા વગેરેના ઉદ્દેશથી સર્વ વસ્ત્રના ત્યાગનો અભિગ્રહ કરતા હતા.

શકાય છે. કદાચ રહી જાય તે પણ અંશમાત્ર જ રહે. તેથી તેનો સ્વાદ ન આવે. આથી ઉક્ખિત્તવિવેગેણું આગાર પિંડવિગઇમાં છે અને દ્રવવિગઈમાં નથી.

પ્રશ્નઃ-જેને બધી વિગઇઓનો ત્યાગ છે તેને નીવીનું પ્રત્યાખ્યાન હોય છે. પણ જેને અમુક વિગઇની છૂટ રાખી બાકીની વિગઈઓનો ત્યાગ કર્યો હોય તેને કયું પ્રત્યાખ્યાન હોય ?

ઉત્તર-તેને પણ નિવિનું પ્રત્યાખ્યાન હોય. જે સાધુ કે શ્રાવક દારુ, દૂધ, તેલ વગેરે દ્રવ વિગઇનો ત્યાગ કરે તેને 'ઉક્ખિત્તવિવેગેણું' આગાર બિનજરૂરી છે. ઘટ્ટ દહીં આદિ પિંડ વિગઈનો ત્યાગ કરનારને જરૂરી છે. કારણ કે તે જેના ઉપર લાગી હોય તેના ઉપરથી જુદી કરી શકાય છે. જરૂરી બિનજરૂરીની દૃષ્ટિએ આ વિચારણા છે. બાકી દૂધ આદિનો ત્યાગ કરનારે પણ પચ્ચક્ખાણના સૂત્રમાં 'ઉક્ખિત્ત વિવેગેણું' એ પાઠ બોલવો જોઇએ, ભગવતી સૂત્રના જોગ કરનારને ગિહત્થસંસટ્ઠેણું વગેરે આગારોની જરૂર ન હોવા છતાં તેનો પાઠ બોલવામાં આવે છે તેમ. કેટલાક કહે છે દ્રવવિગઇમાં આઠ આગારો હોય છે એ શાસ્ત્ર વચનના આધારે દ્રવવિગઇના ત્યાગમાં ઉક્ખિત્તવિવેગેણું પાઠ ન બોલવો જોઇએ. | અહીં પ્રસ્તુત ગ્રંથની ટીકામાં બધી વિગઇઓનો અને અમુક વિગઇઓનો ત્યાગ એ બંને નિવિ કહેવાય છે એમ કહ્યું છે. અને નિવિના પ્રત્યાખ્યાનના સૂત્રમાં निव्विगइयं पच्चक्खाइ એવો પાઠ છે. જ્યારે યોગશાસ્ત્રમાં બંને

પ્રકારના ત્યાગને નિવિ કહેલ છે, પણ પ્રત્યાખ્યાનના સૂત્રમાં विगइओ पच्चक्खाइ... એવો પાઠ છે. શ્રી માણેકશેખરસૂરિકૃત આવશ્યક દીપિકામાં સર્વ વિગઈના ત્યાગના પ્રત્યાખ્યાન માટે निव्विगइयं पच्चक्खाइ એવો પાઠ છે અને અમુક વિગઈના ત્યાગમાં विगइओ पच्चक्खाइ એવો પાઠ છે. ]

વિગઇ પચ્ચક્ખાણના નવ આગારોમાંથી पडुच्चमक्खिएणं વિના આઠ આગારોનું વર્ણન થઇ ગયું છે.

पडुच्चमक्खिएणं આગારનો અર્થ આ પ્રમાણે છે :- पडुच्चमक्खिएणं શબ્દમાં પ્રતીત્ય અને મ્રક્ષિત એમ બે શબ્દો છે. પ્રતીત્ય એટલે અપેક્ષાએ. મ્રક્ષિત એટલે ચોપડેલું. તદ્દન રૂક્ષની (=લૂખાની ) અપેક્ષાએ જે નહિવત્ ચોપડેલું હોય તે પ્રતીત્યમ્રક્ષિત. [ અર્થાત્ તેલ આદિ વિગઈનું નહિવત્ (તેનો સ્વાદ ન આવે એ રીતે ) મોણ નાખીને બનાવેલી રોટલી આદિ વિગઈના નિયમવાળાના ખાવામાં આવે તો પણ નિયમ ભંગ ન થાય.] આંગળીથી તેલ આદિ લઈને ખાખરો વગેરે (નહિવત્) ચોપડવામાં આવે તો તે વિગઇના ત્યાગવાળાને ( નીવીમાં×) ખપે. પણ ધારથી ચોપડવામાં આવે તો ન ખપે.

જેમ પચ્ચક્ખાણના સૂત્રોમાં વિગઈપરિમાણનું (=અમુક વિગઈના ત્યાગનું ) પ્રત્યાખ્યાન ન હોવા છતાં તેનું પ્રત્યાખ્યાન કરવામાં દોષ નથી, તેમ સાર્ઢપોરિસી, અવર્ઢ, બિયાસણું, તિવિહાર અને દુવિહારના પચ્ચક્ખાણનો પચ્ચક્-

×વર્તમાનમાં આવી વસ્તુ વિગઈના ત્યાગમાં વાપરવાની પ્રથા ન ' ન ખપે.

આગમના સૂત્રોમાં પાઠ ન હોવા છતાં કરવામાં દોષ નથી, બલ્કે લાભ છે. કારણ કે તેનાથી અપ્રમાદની વૃદ્ધિ થાય છે.

गिहत्थसंसट्ठेणं આગારમાં નિવિના પચ્ચક્ખાણ માટે વિશેષતા આ પ્રમાણે છે- ગૃહસ્થે પોતાના માટે દૂધ સાથે ભાત ભેળવ્યો હોય, તે દૂધ ભાતની ઉપર ચાર આંગળ જેટલું તરતું હોય તો દૂધ વિગઈ ન ગણાય. ( અર્થાત્ નિવિયાતું ગણાય. ) પણ તેનાથી વધારે તરતું હોય તો દૂધ વિગઈ ગણાય. આ રીતે બીજી વિગઈઓ માટે પણ સમજવું. આ વિશે કહ્યું છે કે—

खीरदहीवियडाणं, चत्तारि उ अंगुलाइं संसट्ठं ।
फाणियतेल्लघयाणं, अंगुलमेगं तु संसट्ठं ॥ २२२ ॥
महुपोग्गलरसयाणं, अद्धंगुलयं तु होइ संसट्ठं ।
गुलपोग्गलनवणीए, अद्दामलयं तु संसट्ठं ॥ २२३ ॥
( પ્ર. સા. )

"ભાત આદિ વસ્તુ સાથે ભેળવેલ દૂધ, દહીં, કે મધ તે વસ્તુ ઉપર ચાર આંગળ સુધી તરે તો તે વિગઈ ન કહેવાય. ચાર આંગળથી વધારે તરે તો તે વિગઈ કહેવાય. ( ફાણિત એટલે પ્રવાહી ગોળ. ) ભાત આદિ વસ્તુ સાથે ભેળવેલ પ્રવાહી ગોળ, તેલ કે ઘી તેના ઉપર એક આંગળ સુધી તરે તો વિગઈ ન કહેવાય, પણ તેનાથી વધારે તરે તો વિગઈ કહેવાય (૨૨૨)." "ભાત આદિ વસ્તુ સાથે ભેળવેલ મધ કે માંસરસ તેના ઉપર અડધી આંગળી સુધી ત[illegible] વિગઈ ન કહેવાય અને તેનાથી વધારે ત[illegible] વગઈ

**પ્રશ્નઃ**-પ્રત્યાખ્યાનથી થતા અપ્રમાદથી શો · થાય છે ?

**ઉત્તરઃ**-એનાથી બે લાભ થાય છે. એક આંતર લ અને બીજો બાહ્ય લાભ. (૧) અપ્રમાદ વિરતિનું સ્મ કરાવે છે. આ આંતર લાભ છે. [ કોઈપણ નિયમના શુ પાલન માટે તેનું સ્મરણ આવશ્યક છે.× આથી શ્રાવકના સામાયિક-પૌષધ વ્રતમાં વિસ્મૃતિ (=સામાયિક પૌષધનું વિસ્મરણ થવું એ.) અતિચાર છે. ] ( ૨ અપ્રમાદથી સંપૂર્ણપણે શુદ્ધ પ્રવૃત્તિ ( નિષ્પાપ પ્રવૃત્તિ ) થાય છે. આ બાહ્યફળ છે. [યદ્યપિ સામાયિકમાં રહેલા સાધુએ અશુદ્ધ પ્રવૃત્તિનો ( પાપ વ્યાપારોનો ) ત્યાગ કરી દીધો છે. છતાં પ્રમાદ, રોગ, સત્ત્વની ખામી આદિ કારણોથી દોષિત આહારનું સેવન આદિ અશુદ્ધ પ્રવૃત્તિ ( પાપવ્યાપાર ) થઈ જવાનો સંભવ છે. પ્રત્યાખ્યાનથી પ્રમાદ ભાગી જાય છે. પ્રત્યાખ્યાનના પ્રભાવથી રોગો નાશ પામે છે. પ્રત્યાખ્યાનનું સેવન કરતાં કરતાં સત્ત્વ વધે છે. પ્રમાદ આદિ કારણો ન રહે એટલે અશુદ્ધ પ્રવૃત્તિ પણ ન [illegible] જેમ જેમ પ્રત્યાખ્યાન વધે તેમ તેમ શુદ્ધ પ્રવૃત્તિ [illegible] પરિણામે સાધુ સંપૂર્ણ શુદ્ધ પ્રવૃત્તિવાળો બની [illegible]

તિવિહાર આદિ પ્રત્યાખ્યાનથી સમભાવનો ભંગ થતો નથી:-

ण य सामाइयमेयं, बाहइ भेयगहणे वि सव्वत्थ ।
समभावपवित्तिणिवित्तिभावओ ठाणगमणं व ॥ १५ ॥

પ્રશ્ન:-પ્રત્યાખ્યાન કરનાર ચારે આહારનો ત્યાગ કરી દે તો તો બરાબર છે. પણ તિવિહાર આદિથી અમુક જ પ્રકારના આહારનો ત્યાગ કરે તો તેમાં સામાયિકનો ભંગ થાય છે. કારણ કે જેનો ત્યાગ નથી કર્યો તેમાં રાગ છે, અને જેનો ત્યાગ કર્યો છે તેમાં દ્વેષ છે. નહીં તો અમુકનો જ ત્યાગ અને અમુકનો ત્યાગ નહિ એમ ભેદ શા માટે ? જેના ઉપર રાગ છે તેનો રાગના કારણે ત્યાગ નથી કર્યો, અને જેના ઉપર દ્વેષ છે તેનો દ્વેષના કારણે ત્યાગ કર્યો છે. રાગદ્વેષથી સામાયિકનો ભંગ થાય છે.

ઉત્તર:-પ્રત્યાખ્યાન તિવિહાર આદિ ભેદથી લેવામાં આવે તો પણ સામાયિકને બાધા પહોંચાડતું નથી જ, અર્થાત્ તેવા પ્રત્યાખ્યાનથી સામાયિકનો=સમભાવનો ભંગ થતો નથી. કારણ કે તિવિહાર આદિ પ્રત્યાખ્યાન કરનાર ત્યાગ નહિ કરેલા આહારમાં પ્રવૃત્તિ અને ત્યાગ કરેલા આહારથી નિવૃત્તિ સમભાવ પૂર્વક કરે છે. અર્થાત્ જેનો ત્યાગ નથી કર્યો તેમાં રાગ છે માટે ત્યાગ નથી કર્યો એવું નથી, કિંતુ શાસ્ત્રમાં કહેલા આહાર લેવાના ક્ષુધાદિ કારણોથી ત્યાગ નથી કર્યો. તથા જેનો ત્યાગ કર્યો છે તેના ઉપર દ્વેષ છે, માટે ત્યાગ કર્યો છે એવું નથી, પણ શાસ્ત્રમાં જે ( રોગ વગેરે ) કારણોથી આહાર લેવાનો નિષેધ કર્યો છે

**પ્રશ્નઃ**-પ્રત્યાખ્યાનથી થતા અપ્રમાદથી શો થાય છે ?

**ઉત્તરઃ**-એનાથી બે લાભ થાય છે. એક આંતર અને બીજો બાહ્ય લાભ. (૧) અપ્રમાદ વિરતિનું સ્ કરાવે છે. આ આંતર લાભ છે. [ કોઈપણ નિયમના પાલન માટે તેનું સ્મરણ આવશ્યક છે.× આથી શ્રાવકના સામાયિક-પૌષધ વ્રતમાં વિસ્મૃતિ (=સામાયિ પૌષધનું વિસ્મરણ થવું એ.) અતિચાર છે. ] ( ૨ અપ્રમાદથી સંપૂર્ણપણે શુદ્ધ પ્રવૃત્તિ ( નિષ્પાપ પ્રવૃત્તિ થાય છે. આ બાહ્યફળ છે. [યદ્યપિ સામાયિકમાં રહે સાધુએ અશુદ્ધ પ્રવૃત્તિનો ( પાપ વ્યાપારોનો ) ત્યા કરી દીધો છે. છતાં પ્રમાદ, રોગ, સત્ત્વની ખામી આ કારણોથી દોષિત આહારનું સેવન આદિ અશુદ્ધ પ્રવૃ ( પાપવ્યાપાર ) થઇ જવાનો સંભવ છે. પ્રત્યાખ્યાન પ્રમાદ ભાગી જાય છે. પ્રત્યાખ્યાનના પ્રભાવથી રોગો નાશ પામે છે. પ્રત્યાખ્યાનનું સેવન કરતાં કરતાં સત્ત્વ વધે છે પ્રમાદ આદિ કારણો ન રહે એટલે અશુદ્ધ પ્રવૃત્તિ પણ ન થાય. જેમ જેમ પ્રત્યાખ્યાન વધે તેમ તેમ શુદ્ધ પ્રવૃત્તિ વધે છે. પરિણામે સાધુ સંપૂર્ણ શુદ્ધ પ્રવૃત્તિવાળો બની જાય છે. ] ૧૪

× ના. સા. અ. ૯ ગા. ૫, શ્રા. ધ. વિં. ગા. ૮, પંચા. ૧ ગા. ૩૬,
... વિ. અ૦ ૩. સૂ. ૨૮

ગુરુ કરવાની ઇચ્છા હોય તે સાધુને તે (-સારૂપી) સોંપે અને જેને સોંપે તેના તે (સારૂપીએ દીક્ષા માટે સોંપેલા મુમુક્ષુઓ) શિષ્ય ગણાય. ગૃહસ્થ મુંડિત અને સશિખ એમ બે પ્રકારના છે. સંપૂર્ણ મુંડન કરાવે તે મુંડિત, અને ચોટલી રાખે તે સશિખ. બંને પ્રકારના (ઉત્પ્રવ્રજિત) ગૃહસ્થ પૂર્વાચાર્યના જ શિષ્ય ગણાય. તથા દીક્ષા છોડયા પછી ત્રણ વર્ષ સુધી જેમને પ્રતિબોધ પમાડીને દીક્ષા આપી હોય તે પણ પૂર્વાચાર્યના ગણાય." ÷ (૪૨)

ગરીબ શ્રાવક સંબંધી દાનનો વિધિઃ-

संतेअरलद्धिजुएअराइभावेसु होइ तुल्लेसु ।
दाणं दिसाइमेए, तीएऽदिंतस्स आणादी ॥ ४३ ॥

શ્રાવકે ભેદભાવ વિના બધા સાધુઓને દાન કરવું જોઇએ. પણ જે શ્રાવક બધા સાધુઓને આપવા અસમર્થ હોય, તેણે જે સાધુની પાસે વસ્ત્રાદિ ન હોય તેને આપવું જોઇએ. જો બધા સાધુઓ પાસે વસ્ત્રાદિ ન હોય તો જે લબ્ધિહીન (વસ્ત્રાદિ મેળવવાની શક્તિ વિનાના હોય) તેમને આપવું જોઈએ.

હવે જો બધા પાસે વસ્ત્રાદિ હોય અને તે બધા જ લબ્ધિવાળા હોય કે બધા જ લબ્ધિ વિનાના હોય, અથવા બધા સાધુ પાસે વસ્ત્રાદિ ન હોય અને તે બધા જ લબ્ધિવાળા હોય કે લબ્ધિ વિનાના હોય-આ રીતે બધા સાધુ

÷ વ્યવહાર સૂત્ર ઉ૦ ૪ ગા. ૧૩૪ થી ૧૪૨.

પ્રશ્ન:- ગુરુની આજ્ઞા ન માનવાથી અનંત સંસારી શી રીતે થાય?

ઉત્તર:- ગુરુ સંવિગ્ન અને ગીતાર્થ હોય છે. તે જિને-શ્વરની આજ્ઞા મુજબ જ આજ્ઞા કરે. આથી ગુરુની આજ્ઞાનું ઉલ્લંઘન એટલે જિનેશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન. જિનેશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન મિથ્યાત્વના ઉદયથી થનાર કદાગ્રહ રૂપ છે. મિથ્યાત્વના ઉદયથી થતો કદાગ્રહ અનંત સંસારનું કારણ છે. ઉત્કૃષ્ટતપ અને ઉત્કૃષ્ટ ચારિત્રનું પાલન કરનાર પણ મિથ્યાત્વના ઉદયથી થતા કદાગ્રહના કારણે અનંતસંસારી થાય છે. (૪૬)

અવિદ્યમાન વસ્તુના પણ પ્રત્યાખ્યાનથી લાભ :-

**वज्झाभावे वि इमं, पच्चक्खंतस्स गुणकरं चेव ।**
**आसवनिरोहभावा, आणाआराहणाओ य ॥ ४७ ॥**

જે વસ્તુ પોતાની પાસે ન હોય (અને ભવિષ્યમાં મળવાની સંભાવના પણ ન હોય) તે વસ્તુનું પણ પ્રત્યાખ્યાન લાભ જ કરે છે. કારણ કે તેનાથી આસ્રવનો નિરોધ થાય છે= વિરતિ થાય છે, અને સર્વજ્ઞની આજ્ઞાનું પાલન થાય છે.

ભાવાર્થ:- વસ્તુ ન હોય-વસ્તુનો ઉપયોગ ન થતો હોય તો પણ તેનો નિયમ ન કર્યો હોય તો ત્યાગનો લાભ મળતો નથી. કારણ કે અંતરમાં તેની અપેક્ષા રહેલી છે. તેવી રીતે અમુક પાપ ન કરવા છતાં નિયમ ન કર્યો હોય પાપ લાગે છે. કારણ કે પાપની અપેક્ષા રહેલી છે. નિયમ ન કરનારને બાહ્યથી પાપ ન કરવા છતાં અપેક્ષા

હોવાથી પાપ લાગે છે. તેવી રીતે વસ્તુ ન હોય-તેનો ઉપયોગ ન કરે અને ભવિષ્યમાં તે વસ્તુ મળવાની સંભાવના ન હોય તો પણ જો ત્યાગનો નિયમ ન લેવામાં આવે તો ત્યાગનો લાભ મળતો નથી. આથી અવિદ્યમાન વસ્તુનું પણ પ્રત્યાખ્યાન સફલ છે એમ જ્ઞાનથી જોનારા સર્વજ્ઞ ભગવંતોએ તેનું પ્રત્યાખ્યાન કરવાનું કહ્યું છે. શ્રી આર્ય સુહસ્તિ મહારાજે રંકને આપેલી દીક્ષા આ વિષયનું સમર્થન કરે છે. (૪૭)

અવિદ્યમાન વસ્તુના નિયમથી લાભનું દૃષ્ટાંતથી સમર્થન :-

न य एत्थं एगंतो, सगडाहरणादि एत्थ दिट्ठंतो ।
संतं पि णासइ लहुं, होइ असंतं पि एमेव ॥ ४८ ॥

અવિદ્યમાન વસ્તુ ભવિષ્યમાં ન જ મળે એવો એકાંત નથી. કારણકે (તેવા કર્મોદય આદિથી) વિદ્યમાન પણ વસ્તુ અચાનક નાશ પામી જાય, અને અવિદ્યમાન પણ વસ્તુ તુરત અચાનક મળી જાય એવું બને છે. ક્યારેક જેની સંભાવના પણ ન હોય તેવી વસ્તુની પ્રાપ્તિ થઈ જાય. આ વિષે ગાડાનું દ્રષ્ટાંત છે. એક મુનિ મહાત્મા પાસે અનેક ભવ્ય જીવોએ વિવિધ પ્રકારના નિયમો લીધા. તેમાં કેટલાકે જે વસ્તુ વર્તમાનમાં પોતાની પાસે નથી અને ભવિષ્યમાં મળવાની પણ સંભાવના નથી તેવી વસ્તુના ત્યાગનો પણ નિયમ કર્યો હતો. એક બ્રાહ્મણે આ જાણ્યું. તેણે વિચાર્યું કે- આવા (જે વસ્તુ ન હોય અને ભવિષ્યમાં મળવાની સંભાવના પણ ન હોય તેવી વસ્તુના ત્યાગના) નિયમો

પણ આપ્તકથિત હોવાના કારણે વિહિત ક્રિયારૂપ હોવાથી સાધુના યોગોની જેમ શુભ જ છે. અર્થાત્ જેમ સાધુના યોગો આપ્તકથિત હોવાના કારણે વિહિત ક્રિયારૂપ હોવાથી શુભ છે, તેમ જિનભવનાદિ અનુષ્ઠાનો પણ આપ્તકથિત હોવાના કારણે વિહિતક્રિયારૂપ હોવાથી શુભ છે. સાધુના યોગોની જેમ જિનભવનાદિ અનુષ્ઠાનો શુભ હોવાથી દ્રવ્યસ્તવ કેવી રીતે? અર્થાત્ ભાવસ્તવ જ છે.

ઉત્તર :— સાધુના યોગોથી થતા શુભાધ્યવસાયની અપેક્ષાએ જિનભવનાદિ અનુષ્ઠાનોથી શુભાધ્યવસાય અલ્પ થતો હોવાથી તે+ દ્રવ્યસ્તવ છે. (૧૧)

ભાવસ્તવની અપેક્ષાએ દ્રવ્યસ્તવની અસારતા :-

जिणभवणादिविहाणद्दारेणं एस होंति सुहजोगो ।
उचियाणुट्ठाणंपि य, तुच्छो जइजोगतो णवरं ॥ १७ ॥

યદ્યપિ દ્રવ્યસ્તવ જિનભવનનિર્માણ આદિ દ્વારા સાધુના યોગોની જેમ શુભ વ્યાપાર છે, અને આપ્ત કથિત હોવાના કારણે વિહિત ક્રિયારૂપ પણ છે, તો પણ સાધુના યોગોની અપેક્ષાએ તુચ્છ-અસાર છે.

પ્રશ્ન :— સાધુના યોગોની અપેક્ષાએ દ્રવ્યસ્તવ તુચ્છ છે એનું શું કારણ?

---

+ औचित्यप्रवृत्तिरूपत्वेऽप्यल्पभावत्वाद् द्रव्यस्तवः
( લલિતવિસ્તરા અરિહંત ચેઇયાણં સૂત્રની વૃત્તિ. )

ઉત્તર :- સાધુના યોગોથી થતા શુભાધ્યવસાયની અપેક્ષાએ દ્રવ્યસ્તવથી શુભાધ્યવસાય અલ્પ થતો હોવાથી દ્રવ્યસ્તવ અસાર છે.

પ્રશ્ન :- સાધુના યોગોની અપેક્ષાએ દ્રવ્યસ્તવમાં શુભાધ્યવસાય અલ્પ થવાનું શું કારણ ?

ઉત્તર :- સાધુના યોગો સ્વરૂપથી જ શુભ છે, જ્યારે દ્રવ્યસ્તવ જિનભવન નિર્માણાદિ દ્વારા જ શુભ છે, સ્વરૂપથી નહિ. કારણ કે તેમાં કિંચિત્ પાપ થાય છે. (૧૭)

ભાવસ્તવની અપેક્ષાએ દ્રવ્યસ્તવની અસારતાનું કારણ:-

सव्वत्थ निरभिसंगत्तणेण जइजोगमो महं होइ ।
एसो उ अभिस्संगा, कत्थइ तुच्छेवि तुच्छो उ ॥ १८ ॥

સાધુ દ્રવ્ય-ક્ષેત્ર આદિ બધામાં સંગરહિત હોવાથી તેના યોગો દ્રવ્યસ્તવની અપેક્ષાએ મહાન-ઉત્તમ છે. દ્રવ્યસ્તવ કરનારાઓ અસાર પણ શરીર, સ્ત્રી, સંતાન, ઘર, મિત્ર આદિ ઉપર આસક્તિવાળા હોવાથી દ્રવ્યસ્તવ સાધુના યોગોની અપેક્ષાએ અસાર છે.

પણ આપ્તકથિત હોવાના કારણે વિહિત ક્રિયારૂપ હોવાથી સાધુના યોગો જેવા જ છે. અર્થાત્ જેમ સાધુના યોગો આપ્ત કથિત હોવાના કારણે વિહિત ક્રિયારૂપ હોવાથી શુભ છે, તેમ જિનભવનાદિ અનુષ્ઠાનો પણ આપ્ત કથિત હોવાના કારણે વિહિતક્રિયારૂપ હોવાથી શુભ છે. સાધુના યોગોની જેમ જિનભવનાદિ અનુષ્ઠાનો શુભ હોવાથી દ્રવ્ય-સ્તવ કેવી રીતે? અર્થાત્ ભાવસ્તવ જ છે.

**ઉત્તર :–** સાધુના યોગોથી થતા શુભાધ્યવસાયની અપેક્ષાએ જિનભવનાદિ અનુષ્ઠાનોથી શુભાધ્યવસાય અલ્પ થતો હોવાથી તે+ દ્રવ્યસ્તવ છે. (૧૬)

ભાવસ્તવની અપેક્ષાએ દ્રવ્યસ્તવની અસારતા :–

**जिणभवणादिविहाणद्दारेणं एस होंति सुहजोगो ।**
**उच्चियाणुट्ठाणंपि य, तुच्छो जइजोगतो णवरं ॥ १७ ॥**

યદ્યપિ દ્રવ્યસ્તવ જિનભવનનિર્માણ આદિ દ્વારા સાધુના યોગોની જેમ શુભ વ્યાપાર છે, અને આપ્ત કથિત હોવાના કારણે વિહિત ક્રિયારૂપ પણ છે, તો પણ સાધુના યોગોની અપેક્ષાએ તુચ્છ-અસાર છે.

**પ્રશ્ન :–** સાધુના યોગોની અપેક્ષાએ દ્રવ્યસ્તવ તુચ્છ છે એનું શું કારણ?

---

+ औचित्यप्रवृत्तिरूपत्वेऽप्यल्पभावत्वाद् द्रव्यस्तवः
(લલિતવિસ્તરા અરિહંત ચેઇયાણં સૂત્રની વૃત્તિ.)

ઉત્તર:- સાધુના યોગોથી થતા શુભાધ્યવસાયની અપેક્ષાએ દ્રવ્યસ્તવથી શુભાધ્યવસાય અલ્પ થતો હોવાથી દ્રવ્યસ્તવ અસાર છે.

પ્રશ્ન:- સાધુના યોગોની અપેક્ષાએ દ્રવ્યસ્તવમાં શુભાધ્યવસાય અલ્પ થવાનું શું કારણ?

ઉત્તર:- સાધુના યોગો સ્વરૂપથી જ શુભ છે, જ્યારે દ્રવ્યસ્તવ જિનભવન નિર્માણાદિ દ્વારા જ શુભ છે, સ્વરૂપથી નહિ. કારણ કે તેમાં કિંચિત્ પાપ થાય છે. (૧૭)

ભાવસ્તવની અપેક્ષાએ દ્રવ્યસ્તવની અસારતાનું કારણ:-

सव्वत्थ निरभिसंगत्तणेण जइजोगमो महं होइ ।
एसो उ अभिस्संगा, कत्थइ तुच्छेवि तुच्छो उ ॥ १८ ॥

સાધુ દ્રવ્ય-ક્ષેત્ર આદિ બધામાં સંગરહિત હોવાથી તેના યોગો દ્રવ્યસ્તવની અપેક્ષાએ મહાન-ઉત્તમ છે. દ્રવ્યસ્તવ કરનારાઓ અસાર પણ શરીર, સ્ત્રી, સંતાન, ઘર, મિત્ર આદિ ઉપર આસક્તિવાળા હોવાથી દ્રવ્યસ્તવ સાધુનાં યોગોની અપેક્ષાએ અસાર છે.

પ્રશ્ન:- શરીર, સ્ત્રી, સંતાન, ઘર, મિત્ર વગેરે અસાર કેમ છે?

ઉત્તર:- શરીર વગેરેથી પરલોકનો કોઈ લાભ થતો નથી. [બલ્કે તેની ખાતર પાપ કરવાથી પરલોકનું નુકશાન થાય છે.] માટે તે અસાર છે. તુચ્છ વસ્તુનો સંગ કરવો એ ઉચિત નથી. (૧૮)

આસક્તિના કારણે દ્રવ્યસ્તવ અસાર કેમ છે તેનું સ્પષ્ટીકરણઃ-

जम्हा उ अभिस्संगो, जीवं दूसेइ णियमतो चेव ।
तद्दूसियस्स जोगो, विसघारियजोगतुल्लोत्ति ॥ १९ ॥

કારણ કે આસક્તિ સ્ફટિક જેવા નિર્મલ પણ જીવને અવશ્ય મલિન બનાવે છે. સંગરૂપ મલથી મલિન બનેલા જીવનો વ્યાપાર ઝેરથી વ્યાપ્ત પુરુષના વ્યાપાર સમાન હોય છે. અર્થાત્ જેમ ઝેરથી વ્યાપ્ત પુરુષમાં ચેતના (-શુદ્ધિ) અસ્પષ્ટ હોવાથી વ્યાપાર અલ્પ હોય છે, તેમ આસક્તિવાળા જીવનો શુભ વ્યાપાર અલ્પ શુભ હોય છે. (૧૯)

સર્વથા શુદ્ધ વ્યાપાર સાધુનો જ હોય :-

जइणो अदूसियस्सा, हेयाओ सव्वहा णियत्तस्स ।
सुद्धो उ उवादेए, अकलंको सव्वहा सो उ ॥ २० ॥

આસક્તિથી અકલુષિત અને હિંસાદિ પાપોથી સર્વથા (=જાવજ્જીવ ત્રિવિધ ત્રિવિધે) નિવૃત્ત સાધુનો મહાવ્રતાદિમાં જિનાજ્ઞાપૂર્વક થતો વ્યાપાર શુદ્ધ જ છે. આથી સાધુનો વ્યાપાર જ સર્વથા નિર્દોષ છે.* (૨૦)

ભાવસ્તવ અને દ્રવ્યસ્તવમાં તફાવત :-

असुहतरंडुत्तरणप्पाओ दव्वत्थओ समत्तो य ।
णदिमादिसु इयरो पुण, समत्तबाहुत्तरणकप्पो ॥ २१ ॥

*આનાથી આસક્તિ અને હિંસાદિ પાપ એ બે અશુદ્ધિનાં કારણો છે એમ ગર્ભિત રીતે સૂચન કર્યું છે. દ્રવ્યસ્તવમાં આસક્તિ અને કિંચિત્ હિંસા હોય છે. માટે તે સર્વથા શુદ્ધ નથી.

कडुगोसहादिजोगा, मंथररोगसमसण्णिहो वावि ।
पढमो विणोसहेणं, तक्खयतुल्लो य चितिओ उ ॥ २२ ॥

पढमाउ कुसलबंधो, तस्स विवागेण सुगइमादीया ।
तत्तो परंपराए, चितिओवि हु होइ कालेणं ॥ २३ ॥

દ્રવ્યસ્તવ કિંચિત્ સાવદ્ય હોવાથી નદી આદિમાં કાંટા-વાળા ખરાબ કાષ્ઠ વગેરેથી તરવા સમાન છે, અને ભાવસ્તવ દ્વારા ×મોક્ષનું કારણ હોવાથી અપૂર્ણ છે. જ્યારે ભાવસ્તવ આત્મ પરિણામ રૂપ હોવાના કારણે બાહ્યદ્રવ્યની અપેક્ષા-રહિત હોવાથી નદી આદિમાં બાહુથી તરવા સમાન છે, અને દ્રવ્યસ્તવ વિના મોક્ષનું કારણ હોવાથી પૂર્ણ છે. (૨૧) તથા દ્રવ્યસ્તવ બાહ્યદ્રવ્યોની અપેક્ષાવાળું હોવાથી શુંઠ આદિ ઔષધના યોગથી લાંબા કાળે થનાર રોગના ઉપશમ (દબાઇ જવા) સમાન છે. જ્યારે ભાવસ્તવ બાહ્યદ્રવ્યોની અપેક્ષા વિના આત્મપરિણામ રૂપ હોવાથી ઔષધ વિના નિર્મૂલ રોગક્ષય સમાન છે. અહીં દ્રવ્યસ્તવ ઔષધ તુલ્ય છે. કર્મશમ રોગશમ તુલ્ય છે. છતાં દ્રવ્યસ્તવને રોગશમ તુલ્ય કહ્યો તે કાર્યમાં કારણના ઉપચારથી સમજવું. એ પ્રમાણે ભાવસ્તવ ઔષધાભાવ તુલ્ય છે, કર્મક્ષય રોગ-ક્ષય તુલ્ય છે. છતાં અહીં ભાવસ્તવને કર્મક્ષયતુલ્ય કહ્યો તે કાર્યમાં કારણના ઉપચારથી સમજવું. (૨૨) દ્રવ્યસ્તવથી

× એકલા દ્રવ્યસ્તવથી જ મોક્ષ થતો નથી. અર્થાત્ દ્રવ્યસ્તવથી સીધો મોક્ષ થતો નથી, કિંતુ ભાવસ્તવ દ્વારા પરંપરાએ થાય છે,

પણ સમજી લેવી. સ્તુતિ એટલે ગુણોત્કીર્તન. પ્રતિપત્તિ એટલે ચારિત્રનો સ્વીકાર. (૨૬)

બંને સ્તવ પરસ્પર સંકળાયેલા છે.-

दव्वत्थयभावत्थयरूवं एयमिय होति दट्ठव्वं ।
अण्णोण्णसमणुविद्धं, णिच्छयतो भणियविसयं तु ॥ २७ ॥

જિનભવનનિર્માણાદિ દ્રવ્યસ્તવ અને ચારિત્રસ્વીકારરૂપ ભાવસ્તવ ભિન્ન હોવા છતાં પરમાર્થથી પરસ્પર સંકળાયેલા (=સાપેક્ષ) છે. દ્રવ્યસ્તવ અને ભાવસ્તવનો વિષય પહેલાં કહેવાઇ ગયો છે. તે આ પ્રમાણે :- દ્રવ્યસ્તવનો વિષય (= અધિકારી) ગૃહસ્થ છે અને ભાવસ્તવનો વિષય (= અધિકારી) સાધુ છે.

[ગૃહસ્થને મુખ્યરૂપે દ્રવ્યસ્તવ અને સાધુને મુખ્યરૂપે ભાવસ્તવ છે. ગૌણ રૂપે તો ગૃહસ્થને પણ ભાવસ્તવ છે અને સાધુને પણ દ્રવ્યસ્તવ છે. ગૃહસ્થને પણ ચારિત્રની ભાવના અનુમોદના આદિથી અને સામાયિક આદિથી ગૌણ રૂપે ભાવસ્તવ છે. સાધુને પણ દ્રવ્યસ્તવની અનુમોદના-પ્રશંસાદિથી દ્રવ્યસ્તવ છે. આથી જ અહીં બંને સ્તવ પરસ્પર સંકળાયેલા (=સાપેક્ષ) છે એમ કહ્યું છે.](૨૭)

સાધુને દ્રવ્યસ્તવ હોય છે તેમાં પ્રમાણ :-

जइणोवि हु दव्वत्थयभेदो अणुमोयणेण अत्थित्ति ।
एयं च एत्थ णेयं, इय सुद्धं तंतजुत्तीए ॥ २८ ॥
तंतम्मि वंदणाए,पूयणसक्कारहेउ उस्सग्गो ।
[illegible] हु णिद्दिट्ठो, ते पुण दव्वत्थयसरूवे ॥ २९ ॥

સાધુને પણ જિનપૂજનાદિના દર્શનથી થયેલ હર્ષ-પ્રશંસા આદિ રૂપ અનુમોદનથી ×દ્રવ્યસ્તવ છે.

પ્રશ્ન :- સર્વ સાવદ્યનો ત્યાગ કરનાર સાધુની કંઈક સાવદ્ય દ્રવ્યસ્તવની અનુમોદના પ્રમાણ રહિત હોવાથી દોષિત છે.

ઉત્તર :- સાધુની દ્રવ્યસ્તવની અનુમોદના નીચે કહેવાશે તે શાસ્ત્રયુક્તિથી શુદ્ધ છે. (૨૮) ચૈત્યવંદન* નામના શાસ્ત્રમાં 'અરિહંત ચેઈઆણં' સૂત્રમાં સાધુને પણ પૂજન-સત્કાર નિમિત્તે કાઉસ્સગ્ગ કહ્યો છે. પૂજન અને સત્કાર દ્રવ્યસ્તવ છે. અર્થાત્ શાસ્ત્રમાં સાધુને દ્રવ્યસ્તવ રૂપ પૂજન-સત્કાર નિમિત્તે કાઉસ્સગ્ગ કરવાનું કહ્યું હોવાથી સાધુની દ્રવ્યસ્તવની અનુમોદના શાસ્ત્રસંમત છે. (૨૯)

-પૂજન-સત્કારનું સ્વરૂપ:-

मल्लाइएहिं पूजा, सक्कारो पवरवत्थमादीहिं ।
अण्णे विवज्जओ इह, दुहावि दव्वत्थओ एत्थ ॥ ३० ॥

પુષ્પમાલા આદિથી થતી પૂજા પૂજન છે અને શ્રેષ્ઠ વસ્ત્ર આદિથી થતી પૂજા સત્કાર છે. કેટલાક આચાર્યો

× લલિતવિસ્તરા વગેરેમાં ઉપદેશ દ્વારા કરાવવાથી પણ સાધુને દ્રવ્યસ્તવ છે એમ કહ્યું છે.

* જેના ઉપર આચાર્ય શ્રીહરિભદ્રસૂરિની લલિતવિસ્તરા નામની ટીકા છે, તે ચૈત્યવંદન શાસ્ત્ર છે.

कज्जं इच्छंतेणं, अणंतरं कारणंपि इट्ठं तु ।
जह आहारजतित्तिं, इच्छंतेणेह आहारो ॥ ३४ ॥

દ્રવ્યસ્તવથી ભગવદ્બહુમાનરૂપ જે થોડો ભાવ થાય તે જ શુભભાવ ભગવાનને અનુમત-સંમત છે, અને તે ભાવલેશ દ્રવ્યસ્તવ વિના બીજા યોગથી થતો ન હોવાથી અર્થાપત્તિથી ગૌણ રૂપે દ્રવ્યસ્તવ પણ ભાવલેશની જેમ અનુમત છે. (૩૩) કાર્યની ઈચ્છાવાળાને અનંતર (જેનાથી બીજું કાર્ય થાય) કારણની ઈચ્છા થાય જ છે. જેમ કે, ભૂખ શમાવવાની ઈચ્છાવાળાને આહારની ઈચ્છા થાય જ છે. અર્થાત્ કાર્યની ઇચ્છામાં–અનુમતિમાં તેના અનંતર કારણની ઇચ્છા–અનુમતિ રહેલી જ હોય છે. આથી દ્રવ્યસ્તવ ભાવલેશનું અનંતર કારણ હોવાથી ભાવલેશની અનુમતિમાં દ્રવ્યસ્તવની અનુમતિ રહેલી જ છે, એટલે ભગવાનને ભાવલેશ અનુમત હોવાથી દ્રવ્યસ્તવ પણ અનુમત જ છે એ સિદ્ધ થાય છે. (૩૪)

ભગવાનને દ્રવ્યસ્તવ અનુમત છે એ વિષે ૩૧મી ગાથામાં કહેલી યુક્તિનું વિશેષ સમર્થન :-

जिणभवणकारणाइवि, भरहादीणं ण वारितं तेण ।
जह तेसिं चिय कामा, सल्लविसादीहि णाएहिं ॥ ३५ ॥
ता तंपि अणुमयं चिय, अप्पडिसेहाउ तंतजुत्तीए ।
इय सेसाणवि एत्थं, अणुमोयणमादि अविरुद्धं ॥ ३६ ॥

શ્રી આદિનાથ ભગવાને ભરત આદિને જેમ શલ્ય, વિષ ઈત્યાદિ દૃષ્ટાંતોથી વિષયભોગનો નિષેધ કર્યો, તેમ

જિનભવનનિર્માણ આદિનો અને સમવસરણમાં બલિ વગેરેનો નિષેધ કર્યો નથી, જો આદિનાથ ભગવાનને જિન-ભવનનિર્માણ આદિ અનુમત ન હોત તો તેનો વિષયભોગની જેમ નિષેધ કર્યો હોત. (૩૫)

શલ્ય વગેરે દૃષ્ટાંતો આ પ્રમાણે છે:-

सल्लं कामा विसं कामा, कामा आसीविसोवमा ।
कामे पत्थेमाणा, अकामा जंति दुग्गइं ॥
(ઉત્તરા૦ ૯-૫૩)

"વિષયો શલ્ય સમાન છે, વિષયો ઝેર સમાન છે, વિષયો આશીવિષ સર્પ સમાન છે, વિષયોની ઈચ્છા પૂરી ન થવાથી વિષયો ભોગવ્યા વિના પણ વિષયોની ઈચ્છા માત્રથી જીવો દુર્ગતિમાં જાય છે." (૩૫)

ભગવાને જિનભવન નિર્માણ આદિનો અને સમવસરણમાં બલિ વગેરેનો નિષેધ ન કર્યો હોવાથી ભગવાનને તે અનુમત જ છે એમ (જો અનુમત ન હોત તો વિષયભોગની જેમ તેનો નિષેધ કરત એવી) શાસ્ત્રયુક્તિથી સિદ્ધ થાય છે. એ પ્રમાણે સાધુઓને પણ જિનબિંબનાં દર્શનથી થતા પ્રમોદથી અને જિનબિંબાદિ કરાવનારની પ્રશંસાથી દ્રવ્યસ્તવ સંબંધી અનુમોદના સંગત છે. તથા જિનબિંબાદિ કરાવનારની પ્રશંસા દ્વારા અને જિનબિંબાદિ કરાવવાથી થતા લાભનું વર્ણન કરીને બિંબાદિ કરાવવાનો ઉત્સાહ કરાવવા દ્વારા સાધુઓને દ્રવ્યસ્તવનું કરાવવું પણ સંગત છે. કારણ કે દ્રવ્યસ્તવમાં મુખ્યપણે મોક્ષનું સાધન બને તેવો જ ભાવલેશ(=થોડો

"તીર્થંકર, સિદ્ધ, કુલ, ગણ, સંઘ, ક્રિયા, ધર્મ, જ્ઞાન, જ્ઞાની, આચાર્ય, સ્થવિર, ઉપાધ્યાય, ગણી એ ૧૩ પદોની આશાતના ત્યાગ, ભક્તિ (બાહ્ય ભક્તિ), બહુમાન (આંતરિક માન) અને પ્રશંસા એ ચાર પ્રકારે વિનય× કરવો એ વિનયના ૧૩×૪=૫૨ ભેદ છે. કુલ એટલે અનેક ગણોનો (ગચ્છોનો) સમુદાય. ગણ એટલે એક આચાર્યનો ગચ્છ (સમુદાય). સ્થવિર એટલે સીદાતા સાધુઓને સ્થિર કરનાર. ગણી એટલે સાધુસમુદાયનો અધિપતિ=આગેવાન. બાકીના પદોનો અર્થ સુગમ છે." (૩૭)

કાયોત્સર્ગથી દ્રવ્યસ્તવ રૂપ ઔપચારિક વિનય કરવા માટે જ "અરિહંત ચેઇઆણં" એ વંદનાસૂત્રમાં 'पूअणवत्तियाए' ઇત્યાદિ પદોથી પૂજા આદિનો ઉલ્લેખ છે. આથી સાધુને પણ (અનુમોદના આદિથી) દ્રવ્યસ્તવ સંગત છે. (૩૮) "पूअणवत्तियाए" વગેરે પદોથી પૂજન આદિનું ઉચ્ચારણ જો દ્રવ્યસ્તવ માટે ન હોય તો તે ઉચ્ચારણ નિરર્થક બને.

---

× સમકિતના સડસઠ બોલમાં વિનયનું સ્વરૂપ આ પ્રમાણે છે:— અરિહંત, સિદ્ધ, ચૈત્ય (મંદિર-મૂર્તિ), શ્રુત, ધર્મ (યતિ ધર્મ), સાધુ, આચાર્ય, ઉપાધ્યાય, પ્રવચન (= સંઘ) અને દર્શન (સમ્યક્ત્વ) એ દશનો ભક્તિ, પૂજા, પ્રશંસા, નિંદાત્યાગ આશાતનાત્યાગ. એમ પાંચ પ્રકારનો વિનય કરવો તે દર્શન વિનય છે. (પ્ર૦ સા૦ ૯૩૦-૩૧) સમકિતના સડસઠ બોલની સજ્ઝાયમાં પૂજાનો ભક્તિમાં સમાવેશ કરી ચાર પ્રકારે અરિહંતાદિ દશનો વિનય જણાવ્યો છે.

મુનિઓથી બીજા છીએ, કે જે ધાર્મિક-ધર્મવૃત્તિવાળા છે, તેમને જ શુભભાવનું (કે ભાવપૂજાનું) કારણ હોવાથી સાક્ષાત્ પણ દ્રવ્યસ્તવ કરવાનું વિધાન છે કારણ કે આવશ્યક નિર્યુક્તિમાં* કહ્યું છે કે- (૪૧) અપૂર્ણસંયમવાળા દેશવિરતિ શ્રાવકોને સંસાર ઘટાડનાર દ્રવ્ય પૂજન કરવા યોગ્ય જ છે.

પ્રશ્ન:— દ્રવ્યસ્તવ કંઈક સાવદ્ય હોવાથી શ્રાવકોને પણ કરવા યોગ્ય કેમ ગણાય?

ઉત્તર:— દોષિત પણ પ્રવૃત્તિ જો પરિણામે અધિક લાભનું કારણ બને તો તે કરણીય બને છે. આ વિષયના બોધ માટે દ્રવ્યસ્તવમાં કૂપનું દૃષ્ટાંત છે. ત્રીજા પંચાશકની ૧૦મી ગાથામાં કૂપદૃષ્ટાંતનું વર્ણન થઈ ગયું છે. (૪૨)

આવશ્યકમાં જિનભવનાદિનું પણ વિધાનઃ-

सो खलु पुप्फाईओ, तत्थुत्तो न जिणभवणमाईवि ।
आईसद्दा वुत्तो, तयभावे कस्स पुप्फाई ॥ ४३ ॥

પ્રશ્ન:— +આવશ્યક સૂત્રમાં "दव्वत्थओ पुप्फाई" પુષ્પ, ધૂપ વગેરે દ્રવ્યસ્તવ છે એમ પુષ્પાદિને દ્રવ્યસ્તવ કહેલ છે, જિનભવન વગેરેને નહિ. જ્યારે અહીં તો જિનભવન, જિનમૂર્તિ વગેરેને પણ દ્રવ્યસ્તવ કહેલ છે. આનું શું કારણ?

---

* આ૦ સામાયિક અ૦ ભાષ્યગાથા ૧૯૬

\+ આ૦ સામાયિક અ૦ ભાષ્યગાથા ૧૯૩-૧૯૫.

ઉત્તર :– ત્યાં "पुप्फाई" પદમાં રહેલા આદિ શબ્દથી જિનભવન વગેરેનું પણ સૂચન છે. જો ત્યાં આદિ શબ્દથી જિનભવન વગેરેનું સૂચન ન હોય તો તે દ્રવ્યસ્તવ ન હોવાથી તેના અધિકારીઓ જિનભવનાદિ ન કરે. હવે જો જિનભવન, જિનમૂર્તિ વગેરે ન હોય તો પુષ્પાદિથી પૂજા કોની? અર્થાત્ પુષ્પાદિ પૂજાનું વિધાન નિરર્થક બને. આથી ત્યાં આદિ શબ્દથી જિનભવન વગેરેનું પણ સૂચન કર્યું છે. (૪૩)

આ૦ માં મુનિઓને અનુમોદનાદિથી દ્રવ્ય પૂજાનો નિષેધ નથી :–

णणु तत्थेव य मुणिणो, पुप्फाइनिवारणं फुडं अत्थि ।
अत्थि तयं सयकरणं, पडुच्च नऽणुमोयणाईवि ॥ ४४ ॥

**પ્રશ્ન** :– આવશ્યકમાં મુનિઓને પુષ્પાદિ પૂજાનો સ્પષ્ટ નિષેધ કર્યો છે. ત્યાં કહ્યું છે કે–

छज्जीवकायसंजमु, दव्वथए सो विरुज्झए कसिणो ।
तो कसिणसंजमविऊ, पुप्फाईयं न इच्छंति ॥ ( ભા૦ ૧૯૫ )

"છ જીવનિકાયના સંઘટ્ટનાદિના ત્યાગ રૂપ સંયમમાં છ જીવનિકાયના જીવોનું હિત છે. દ્રવ્યસ્તવમાં પુષ્પાદિને ચુંટવા આદિથી સંયમનું પૂર્ણ પાલન થતું નથી. આથી સંપૂર્ણ સંયમને પ્રધાન સમજનારા સાધુઓને પુષ્પાદિક દ્રવ્યસ્તવ ઈષ્ટ નથી." આ પ્રમાણે આવશ્યકમાં સાધુઓને દ્રવ્યસ્તવનો નિષેધ હોવાથી તેમને દ્રવ્યસ્તવ ન હોય.

ઉત્તર:– ત્યાં સ્વયં કરવાનો નિષેધ છે, નહિ કે અનુમોદનાદિનો પણ. જો કે અહીં (પંચાશકના કર્તા) આચાર્ય

તથા શ્રી ઉમાસ્વાતિ મહારાજે દ્રવ્યસ્તવ સંબંધી ફલ વગેરે જણાવવા માટે જ દ્રવ્યસ્તવની દેશના આપી છે, નહિ કે સાક્ષાત્ બીજાને કરાવવા. દ્રવ્યસ્તવના ફલનું વર્ણન કરવાથી ફળની ઈચ્છાવાળા જીવો સ્વયં પૂજામાં પ્રવૃત્તિ કરે છે. જો તે દેશના સાક્ષાત્ બીજાને પૂજામાં પ્રવૃત્તિ કરાવવા માટે હોય તો સાધુએ પૂજામાં સાક્ષાત્ જાતે પ્રવૃત્તિ કરવી એ પણ વિધેય બની જાય. અને એમ બને તો આર્યવજ્રસ્વામીના આચરણનું આલંબન પુષ્ટ ગણાય. પણ તે આલંબનને શાસ્ત્રમાં પુષ્ટ કહ્યું નથી. જે સાધુધર્મ માટે અસમર્થ છે તેને જ દ્રવ્યસ્તવ આદિ શ્રાવકધર્મનો ઉપદેશ આપવો જોઈએ. જો સાધુધર્મ માટે સમર્થને શ્રાવકધર્મનો ઉપદેશ આપે તો આરંભમાં પ્રવર્તાવવાનો દોષ લાગે છે. કહ્યું છે કે-

जइधम्मम्मिऽसमत्थे, जुज्जइ तद्देसणंपि साहूणं ।
तदहिगदोसनिवित्तीफलं ति कायाणुकंपट्ठा ॥

"સાધુધર્મ માટે અસમર્થ જીવને શ્રાવકધર્મથી અધિક દોષની નિવૃત્તિ થતી હોવાથી છ કાયના જીવોની રક્ષા માટે સાધુ શ્રાવકધર્મનો પણ ઉપદેશ આપે એ યોગ્ય છે."

શ્રી આર્યવજ્રસ્વામીના દ્રવ્યસ્તવનો પ્રસંગ આ પ્રમાણે છે-એક વખત ભગવાન શ્રી વજ્રસ્વામી પુરિકા નામની નગરીમાં વિચરી રહ્યા હતા. તે વખતે ત્યાં શ્રાવકો અને બૌદ્ધધર્મીઓ પરસ્પર સ્પર્ધાથી પોતપોતાના દેવની પુષ્પપૂજા

કરતા હતા. પણ બધા સ્થળે બૌદ્ધ ધર્મીઓ પાછળ પડી જતા હતા. રાજા (બૌદ્ધ સાધુઓનો ભક્ત હોવાથી) તેમને અનુકૂળ હતો. આથી તેમણે રાજાને પ્રાર્થના કરી. રાજાએ શ્રાવકોને મંદિરમાં પુષ્પો ચઢાવવાનો નિષેધ કરી દીધો. પર્યુષણના દિવસે પુષ્પપૂજા ન થવાથી શ્રાવકો દુ:ખી બની ગયા. આથી આબાલવૃદ્ધ બધા શ્રાવકો આર્યવજ્રસ્વામી પાસે આવ્યા અને કહ્યું:—આપના જેવા તીર્થના નાથ વિદ્યમાન હોવા છતાં શાસનની અપભ્રાજના થાય છે. આ અપભ્રાજનાથી શું થાય છે તે આપ જાણો જ છો. આથી આર્યવજ્રસ્વામી આકાશમાં ઉડીને માહેશ્વરીનગરી ગયા. ત્યાં હુતાશન નામનું વ્યંતરમંદિર હતું. એ મંદિરના બગીચામાં દરરોજ એક +કુંભ જેટલાં પુષ્પો ઉત્પન્ન થતાં હતાં. ત્યાં આર્યવજ્રસ્વામી પિતાનો મિત્રદેવ તે બગીચાની સાર-સંભાળ વગેરે વ્યવસ્થા કરતો હતો, અર્થાત્ બગીચાનો માળી હતો. આર્યવજ્રસ્વામીને આવેલા જોઇને તેણે સંભ્રમ સહિત પૂછ્યું-આપને અહીં આવવાનું શું પ્રયોજન છે? આથી આર્યવજ્રસ્વામીએ કહ્યું: મારે પુષ્પોની જરૂર છે. માળીએ કહ્યું: 'આપે મારા ઉપર ઉપકાર કર્યો. આ પુષ્પો સ્વીકારો.' વજ્રસ્વામીએ કહ્યું: 'હું બીજે જઇને આવું છું. ત્યાં સુધીમાં તું આ પુષ્પો એકઠાં કરી રાખ.' પછી આર્ય-વજ્રસ્વામી ત્યાંથી ઉડીને (લઘુ) હિમવાન નામના મોટા

---

+ ૬૦, ૮૦, ૧૦૦ આઢકનો અનુક્રમે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ કુંભ થાય છે. (ઉપદેશપદ)

પ્રશ્ન :— કયા કારણથી સંકળાયેલો છે?

ઉત્તર :— આજ્ઞાપારતંત્ર્યયુક્ત દ્રવ્યસ્તવથી થયેલ ભગવદ્‌બહુમાન રૂપ ભાવલેશથી. અર્થાત્ દ્રવ્યસ્તવથી થતો ભાવલેશ ( અલ્પ શુભભાવ ) ભાવસ્તવલેશ ( અલ્પ ભાવસ્તવ ) રૂપ છે. આથી દ્રવ્યસ્તવ ભાવલેશ વડે ( અલ્પ ભાવ વડે ) ભાવસ્તવ સાથે સંકળાયેલો છે. ભાવલેશ ( અલ્પ શુભ ભાવ ) આજ્ઞાપારતંત્ર્યયુક્ત હોવો જોઈએ. આજ્ઞાપારતંત્ર્ય રહિત ભાવલેશ માત્ર પુણ્યાદિ રૂપ છે, ભાવસ્તવરૂપ નથી. કારણ કે આજ્ઞાપારતંત્ર્યથી રહિત ભાવલેશથી ભગવાનના ચારિત્રાદિ ગુણો ઉપર બહુમાન વગેરે જે ફળ મળવું જોઈએ તે ફળ મળતું નથી.

પ્રશ્ન :— દ્રવ્યસ્તવથી થતો આજ્ઞાપારતંત્ર્ય યુક્ત ભગવદ્‌બહુમાન રૂપ ભાવલેશ ભાવસ્તવલેશ કેમ છે?

ઉત્તર :— જિનેશ્વર ભગવાન ઉપર બહુમાન એટલે તેમનામાં રહેલા ચારિત્ર વગેરે ગુણો ઉપર બહુમાન. ચારિત્ર વગેરે ગુણો ઉપર બહુમાન એ ચારિત્રની અનુમોદનારૂપ છે. ચારિત્ર ભાવસ્તવ છે. આથી આજ્ઞાપારતંત્ર્ય યુક્ત ભગવદ્‌બહુમાન ભાવસ્તવ છે. શ્રાવકોને આ રીતે દ્રવ્યસ્તવથી અનુમોદના આદિ દ્વારા ભાવસ્તવ હોય છે. તે સાધુની અપેક્ષાએ અલ્પ હોવાથી ભાવસ્તવલેશ (= અલ્પ ભાવસ્તવ) છે.

આ રીતે દ્રવ્યસ્તવ ભાવલેશથી ભાવસ્તવ સાથે સંકળાયેલો છે. (૪૬)

[illegible] ગાથામાં સુપરિશુદ્ધ [illegible] તેનું લક્ષણ બતાવે છે :-

लोगे सलाहणिज्जो, विसेसजोगाउ उण्णइणिमित्तं ।
जो सासणस्स जायइ, सो णेओ सुपरिसुद्धोत्ति ॥ ४७ ॥

(ટીકા-) જૈનેતર માર્ગમાં ન હોય તેવી ઉદારતા અને ઔચિત્ય રૂપ વિશેષતાના કારણે [illegible] અને બુદ્ધિશાળી લોકોમાં પ્રશંસનીય બને અને એથી જ જિનશાસનની પ્રભાવનાનું કારણ બને તે દ્રવ્યસ્તવ સુપરિશુદ્ધ જાણવો. (૪૭)

દ્રવ્યસ્તવમાં થતા ભાવલેશમાં પ્રમાણ :-

तत्थ पुण वंदणाइंमि उचियसंवेगजोगओ णियमा ।
अत्थि खलु भावलेसो, अणुहवसिद्धो विहिपराणं ॥ ४८ ॥

દ્રવ્યસ્તવમાં ( वन्दनादौ= ) ચૈત્યવંદન, સ્તુતિ, પ્રણિધાન, ચંદનાદિથી પૂજા વગેરેમાં સ્વભૂમિકા આદિને અનુરૂપ ઉલ્લાસથી× ભાવલેશ ( અલ્પ શુભભાવ ) અવશ્ય હોય છે.

×અહીં ટીકામાં उचितसंवेगयोगत :- वन्दनादिजनितशक्य-भावविशेषसंबन्धात् આવો અર્થ કર્યો છે. તેનો ભાવાર્થ " સ્વભૂમિકા આદિને અનુરૂપ ઉલ્લાસ " એવો જણાય છે. કારણ કે દ્રવ્યસ્તવ કરનારા જીવો દેશવિરતિ, સમ્યગ્દષ્ટિ, માર્ગાભિમુખ વગેરે અનેક પ્રકારના હોય છે. તે દરેકને ચૈત્યવંદનાદિમાં સરખો ઉલ્લાસ નથી હોતો. ભૂમિકા, પૂજનની સામગ્રી, સંયોગો વગેરે અનેક કારણોથી ઉલ્લાસમાં તારતમ્ય હોય છે. એટલે જેને જેટલો ઉલ્લાસ આવે તેને તેટલા અંશે ભાવ હોય છે.

**પ્રશ્ન** :— ચંદનાદિથી પૂજા દ્રવ્યસ્તવ છે, પણ " संतगुणुक्कित्तणा+ भावे " (વિદ્યમાનગુણોનું પરમભક્તિથી કીર્તન કરવું એ ભાવસ્તવ છે.) એ વચનથી ચૈત્યવંદન વગેરે ભાવસ્તવ છે. તો અહીં ચૈત્યવંદનાદિને દ્રવ્યસ્તવ કેમ કહ્યાં ?

**ઉત્તર** :— ચંદનાદિની પૂજા રૂપ દ્રવ્યસ્તવ પછી કરવાનાં હોવાથી અહીં અપેક્ષાએ ચૈત્યવંદનાદિને દ્રવ્યસ્તવ કહ્યાં છે.

**પ્રશ્ન** :–અહીં ગાથામાં 'वंदणाइम्मि' એમ ચૈત્યવંદનનો સાક્ષાત્ ઉલ્લેખ કર્યો અને ચંદનાદિપૂજાનો આદિ શબ્દથી નિર્દેશ કર્યો તેનું શું કારણ ?

**ઉત્તર**:–ભાવલેશનો (અલ્પ શુભભાવનો) ચૈત્યવંદનાદિમાં બહુ વ્યક્ત અનુભવ થાય છે. જ્યારે ચંદનાદિપૂજામાં શુભભાવલેશ હોવા છતાં તેનો એટલો વ્યક્ત અનુભવ થતો નથી. આ ભેદ દર્શાવવા અહીં ચૈત્યવંદનનો સાક્ષાત્ ઉલ્લેખ કરીને ચંદનાદિપૂજાનો આદિ શબ્દથી નિર્દેશ કર્યો છે.

**પ્રશ્ન** :– ચૈત્યવંદનમાં તથા ચંદનાદિની પૂજામાં ભાવલેશ (અલ્પ શુભભાવ) થાય છે તેમાં પ્રમાણ શું ?

**ઉત્તર** :— આગમોક્ત વિધિપૂર્વક ચૈત્યવંદનાદિ કરનારાઓને તેનાથી થતો ભાવલેશ અનુભવસિદ્ધ છે. (૪૮)

દ્રવ્યસ્તવથી ભાવલેશ થવામાં હેતુ :–

दव्वत्थयारिहत्तं, सम्मं णाऊण भयवओ तंमि
तह उ पयट्टंताणं, तब्भावाणुमइओ सो य ॥ ४९ ॥

---

+ આ૦ સામાયિક અ. ભાષ્યગાથા ૧૯૩.

## ૭ જિનભવનવિધિ પંચાશક

છઠ્ઠા પંચાશકમાં સ્તવવિધિ કહ્યો. તેમાં દ્રવ્યસ્તવ અને ભાવસ્તવ અંગે વર્ણન કર્યું. દ્રવ્યસ્તવ જિનભવન નિર્માણ આદિ રૂપ છે. આથી સાતમા પંચાશકમાં જિનભવનવિધિ બતાવવાની ઈચ્છાવાળા ગ્રંથકાર મંગલ વગેરે જણાવે છે :-

नमिऊण वद्धमाणं, वोच्छं जिणभवणकारणविहाणं ।
संखेवओ महत्थं, गुरूवएसाणुसारेणं ॥ १ ॥

શ્રીવર્ધમાનસ્વામીને નમસ્કાર કરીને ગુરુના ઉપદેશ અનુસાર જિનભવન કરાવવાનો વિધિ કહીશ.+ આ વિધિ સંક્ષેપથી (= થોડા શબ્દોમાં) કહીશ, પણ તેનો અર્થ વિસ્તૃત થશે. (૧)

અધિકારીએ જ જિનભવન કરાવવું જોઈએ :-

अहिगारिणा इमं खलु, कारेयव्वं विवज्जए दोसो ।
आणाभंगाउ च्चिय, धम्मो आणाइ पडिबद्धो ॥ २ ॥

જિનમંદિર કરાવવાની યોગ્યતાવાળા જીવે જ જિનભવન કરાવવું જોઈએ. જો જિનભવન કરાવવાની યોગ્યતા રહિત જીવ જિનભવન કરાવે તો અશુભ કર્મબંધરૂપ દોષ લાગે છે.

પ્રશ્ન :- સંસાર રૂપ નદી તરવા માટે નાવસમાન દ્રવ્યસ્તવ કરવામાં પણ દોષ કેમ લાગે?

---

+ છઠ્ઠા

આથી પરલોક સંબંધી વિધિમાં આપ્તવચનથી જ પ્રવૃત્તિ અને નિવૃત્તિ થાય છે. કહ્યું છે કે:-

यस्मात् प्रवर्तकं भुवि, निवर्तकं चांतरात्मनो वचनम् ।
धर्मश्चैतत्संस्थो, मौनीन्द्रं चैतदिह परमम् ॥ यो० २-१३ ॥

"(આગમની આરાધનાથી જ ધર્મ થાય છે,) કારણ કે લોકોને સ્વાધ્યાય, ધ્યાન આદિ ધર્મકાર્યમાં પ્રવર્તાવનાર અને હિંસાદિ પાપ કાર્યોથી અટકાવનાર આગમ છે. આથી ધર્મ આગમમાં જ છે અને સર્વજ્ઞે કહેલાં આગમો જ મુખ્ય છે." (૩)

જિનભવન કરાવવાને યોગ્ય જીવનું સ્વરૂપ :-

अहिगारी उ गिहत्थो, सुहसयणो वित्तसंजुओ कुलजो ।
अक्खुद्दो धिइबलिओ, मइमं तह धम्मरागी अ ॥ ४ ॥

गुरुपूयाकरणरई, सुस्सूसाइगुणसंगओ चेव ।
णायाहिगयविहाणस्स धणियमाणप्पहाणो य ॥ ५ ॥

શુભસ્વજન, ધનવાન, કુલીન, અક્ષુદ્ર, ધૈર્યબલવાન, બુદ્ધિશાળી, ધર્મરાગી, ગુરુપૂજાકરણરતિ, શુશ્રૂષાદિગુણયુક્ત, વિધિજ્ઞાતા અને અતિજિનાજ્ઞાપ્રધાન ગૃહસ્થ જિનમંદિર બંધાવવાને યોગ્ય છે.

(૧) શુભસ્વજન એટલે સારા સ્વજન-પરિવારવાળો. ખરાબ સ્વજન-પરિવાર લોકવિરુદ્ધ અને ધર્મવિરુદ્ધ કાર્યો કરે. આથી જિનમંદિર બંધાવવામાં શુભ ભાવની વૃદ્ધિ ન થાય અને શાસન પ્રભાવના [illegible] થાય. વિવેકી

જીવ પોતાની શુભ ભાવની વૃદ્ધિ અને શાસનની પ્રભાવના એ બે માટે મંદિર કરાવે છે. સ્વજન—પરિવાર ખરાબ હોય તો જિનમંદિર કરાવવામાં આ બે લાભ ન થાય. માટે સ્વજન-પરિવાર સારો હોવો જોઇએ.

(૨) **ધનવાનઃ**-મંદિર બંધાવનાર ધનવાન ન હોય તો શરૂ કરેલું મંદિર નિર્માણનું કાર્ય પૂરું કરી શકે નહિ. આથી તેને ખેદ થાય. બીજાની પાસેથી ધન માગીને કાર્ય પૂરું કરે તો લોકમાં હાંસીપાત્ર બને, અજ્ઞાન લોક જિન-મંદિર બંધાવવાના બહાને પૈસા લઈને પોતાના કુટુંબનું પોષણ કરે છે એવી અનેક કુશંકાઓ કરે.

(૩) **કુલીનઃ**—મંદિર બંધાવનાર ઉત્તમ કુળમાં જન્મેલો હોવો જોઇએ. તેવા વિશિષ્ટ ઉત્તમ કુળમાં ઉત્પન્ન ન થયો હોય તો પણ નિંદ્યકુળમાં ઉત્પન્ન થયેલો ન હોવો જોઇએ. કારણ કે નિંદ્યકુળમાં ઉત્પન્ન થયેલ જીવે બંધાવેલું મંદિર લોકમાં આદેય બનતું નથી.

(૪) **અક્ષુદ્ર**:-અક્ષુદ્ર એટલે કૃપણતારહિત. કૃપણ જીવ ઉચિત દ્રવ્યવ્યય ન કરી શકવાથી મંદિર બંધાવે નહિ, અને બંધાવે તો પણ શાસનપ્રભાવના ન કરી શકે. અથવા અક્ષુદ્ર એટલે ક્રૂરતા રહિત. ક્રૂર જીવ બીજાને સંતાપ પેદા કરનારો હોવાથી લોકો તેના પ્રત્યે દ્વેષવાળા બની જાય. આથી તેના બંધાવેલા મંદિર ઉપર પણ દ્વેષ કરે.

(૫) **ધૈર્યબળવાન** એટલે ધીરજ રૂપ બળથી યુક્ત, અર્થાત્ ચિત્તની સમાધિ રૂપ બળથી યુક્ત. આવો જીવ

ધાર્યા કરતાં અધિક ધનવ્યય થઈ જાય તો પણ પશ્ચાત્તાપ ન કરે. આનાથી વિપરીત જીવ ધાર્યા કરતાં અધિક ધનવ્યય થઈ જાય તો પશ્ચાત્તાપ કરે. પરિણામે જે લાભ મળવો જોઈએ તે લાભ ન મળે.

(૬) **બુદ્ધિશાળી**:-બુદ્ધિ રહિત જીવ અયોગ્ય પ્રવૃત્તિ કરનારો હોવાથી આલોક અને પરલોકનું ફળ મેળવી શકતો નથી. આથી અહીં "બુદ્ધિશાળી" એમ કહ્યું છે.

(૭) **ધર્મરાગી** એટલે શ્રુત અને ચારિત્રરૂપ ધર્મમાં અનુરાગવાળો. ધર્મરાગ રહિત જીવ મંદિર બંધાવવાની યોગ્યતાના સૂચક બીજા અનેક ગુણોથી યુક્ત હોય તો પણ જિનમંદિર બંધાવે નહિ, કદાચ બંધાવે તો પણ ઈષ્ટ (શુભભાવ વૃદ્ધિ, શાસન પ્રભાવનાદિ) ફળ મેળવી શકે નહિ.

(૮) **ગુરુજનપૂજાકરણરતિ** એટલે માતા-પિતા વગેરે લૌકિક ગુરુ અને ધર્માચાર્ય વગેરે લોકોત્તર ગુરુની ઉચિત વિનયાદિ રૂપ પૂજા કરવાના દિલવાળો. આવો જીવ લોકોના પ્રેમનું સંપાદન કરી શકે છે. આથી આરંભેલું કાર્ય લોકોના સહકારથી પૂરું કરી શકે છે. લોકોની સહાયથી રહિતનું કાર્ય અધૂરું રહે એ સુસંભવિત છે.

(૯) **શુશ્રૂષાદિગુણયુક્ત**:-બુદ્ધિના શુશ્રૂષા વગેરે આઠ ગુણો છે. તે આ પ્રમાણે-

शुश्रूषा श्रवणं चैव, ग्रहणं धारणं तथा ।
ऊहोऽपोहोऽर्थविज्ञानं, तत्त्वज्ञानं च धीगुणाः ॥ १ ॥

કરે છે. આથી સ્વ-પરના હિત માટે જિનમંદિર બંધાવનારમાં ઉક્ત ગુણો હોવા જરૂરી છે. (૬)

યોગ્ય આત્મા જિનમંદિર નિર્માણ દ્વારા બીજા જીવોને લાભ:-

तं तह पवत्तमाणं, दट्ठूं केइ गुणरागिणो मग्गं ।
अण्णे उ तस्स बीयं, सुहभावाओ पवज्जंति ॥ ७ ॥

જિનભવન કરાવવાની યોગ્યતાવાળા જીવને જિનમંદિર નિર્માણમાં ઉક્તગુણોને અનુરૂપ પ્રવૃત્તિ કરતો જોઈને કોઈ ગુણરાગી જીવો સમ્યગ્દર્શનાદિ મોક્ષમાર્ગને પામે છે. બીજા કેટલાક ગુણાનુરાગરૂપ શુભ પરિણામથી સમ્યગ્દર્શનાદિ માર્ગના બીજને (પ્રવચન પ્રશંસા વગેરેને) પામે છે. ગુણરાગ વિનાના જીવો સમ્યગ્દર્શનાદિ મોક્ષમાર્ગને ન પામી શકે. માટે અહીં 'ગુણરાગી' એમ કહ્યું છે. (૭)

જિનશાસન સંબંધી શુભભાવ સમ્યગ્દર્શનનું બીજ છે:-

जो च्चिय सुहभावो खलु, सव्वन्नुमयम्मि होइ परिसुद्धो ॥
सो च्चिय जायइ बीयं, बोहीए तेणणाएण ॥ ८ ॥

જિનશાસન સંબંધી પ્રશંસાદિરૂપ જે જઘન્ય, મધ્યમ કે ઉત્કૃષ્ટ પરિશુદ્ધ* (=ગતાનુગતિકપણે પ્રશંસાદિ કરવું વગેરે દૂષણોથી રહિત) શુભભાવ થાય છે તે પરિશુદ્ધ શુભભાવ જ સમ્યગ્દર્શનનું બીજ-કારણ બને છે. આ વિષયમાં ચોરનું દૃષ્ટાંત છે.

---

* परिशुद्धः-शुद्धो, न पुनः परानुवृत्त्यादिदूषणोपेतत्वेनापरिशुद्धः ।

"રસ્તા વગેરેમાં પાણી અને લીલું ઘાસ ઘણું હોવાથી આત્મવિરાધના થતી હોવાથી સાધુઓ ચોમાસામાં વિહાર કરતા નથી."

અહીં મૂળગાથામાં अपि શબ્દ સાધુઓ ચોમાસા સિવાય શેષ કાળમાં જ વિહાર કરે છે એ અર્થનો સૂચક છે.

શ્રી મહાવીર ભગવાનનો આ વૃત્તાંત આ પ્રમાણે છે:- શ્રી મહાવીર ભગવાને આંતરશત્રુઓને દૂર કરીને અને વિશાળ રાજ્યનો ત્યાગ કરીને પ્રવ્રજ્યાનો સ્વીકાર કર્યો. પછી સંગરહિત અતિશયપ્રબલસત્ત્વવંત અને જીવોનું રક્ષણ કરવામાં તત્પર શ્રી મહાવીર ભગવાન ગામ-નગર આદિથી ભરેલી પૃથ્વી ઉપર વિહાર કરતા કરતા 'મથૂરાક' નામના ગામમાં પધાર્યા. ત્યાં 'દૂયમાન' સંજ્ઞાથી ઓળખાતા તાપસ ગૃહસ્થોનો× આશ્રમ હતો. તાપસોનો કુલપતિ ભગવાનના પિતાનો મિત્ર હતો. તે શ્રી મહાવીર ભગવાનને જોઈને સંભ્રમપૂર્વક ઉઠ્યો અને સ્નેહથી ભેટી પડ્યો. તેથી શ્રી મહાવીર ભગવાને પણ પૂર્વના અભ્યાસના કારણે કુલપતિને ભેંટવા સહસા હાથ લાંબા કર્યા. પછી કુલપતિએ ભગવાનને કહ્યું : કુમાર ! આ આશ્રમમાં તમારે રહેવા લાયક ઘરો છે, માટે તમે અહીં રહો. ભગવાન ત્યાં એક રાત રહીને બીજા સ્થળે ચાલ્યા ગયા. બીજા સ્થળે જતા ભગવાનને કુલપતિએ પ્રેમથી કહ્યું : હે મુનિ ! તમને ઠીક લાગે તો તાપ-

× અમુક પ્રકારના તાપસો પત્ની, પુત્ર વગેરે પરિવારવાળા ગૃહસ્થ પણ હોય છે. આથી અહીં ટીકામાં 'પાખંડીગૃહીણાં' એવો પ્રયોગ છે

તેના ઉપર ઉપકાર કરવા માટે તમે પાછા આવીને ચોમાસું અહીં કરજો. ભગવાન આઠ મહિના જુદા જુદા સ્થળે વિચરીને ચોમાસું આવતાં તે ગામમાં પધાર્યા.

આશ્રમના એક મઠમાં ચોમાસું રહ્યા. ચોમાસાના પ્રારંભમાં નવું ઘાસ નહિ મળવાના કારણે ગાયો મઠોનું ઘાસ ખાઈ જતી હતી. તાપસો હાથમાં લાકડી લઈને ગાયોને હાંકી કાઢતા હતા. પણ ભગવાન નિઃસંગ હોવાથી ગાયોની ઉપેક્ષા કરતા હતા આથી તે તાપસોએ કુલપતિને ફરિયાદ કરી કે, આપને પ્રિય આ મુનિ ગાયોથી આપણા મઠનું રક્ષણ કરતા નથી. તેથી કુલપતિએ ભગવાન પાસે જઈને કહ્યું: કુમાર! આ રીતે મઠની ઉપેક્ષા કરવી તમારા માટે યોગ્ય નથી. કારણ કે પક્ષી પણ શક્તિ મુજબ પોતાના માળાનું રક્ષણ કરે છે આથી મઠનો વિનાશ કરતી ગાયોને તમારે હાંકી કાઢવી જોઈએ. આ પ્રમાણે કુલપતિએ *ભગવાનને શિખામણ આપી. તેથી મારા નિમિત્તે તેમને અપ્રીતિ થાય છે, એમ જાણીને ભગવાન ત્યાંથી નીકળી ગયા અને અસ્થિક ગામમાં પધાર્યા. આ વખતે ચોમાસાના (અષાઢ સુદ ૧૫ થી) ૧૫ દિવસ પસાર થયા હતા. જેમ

*અહીં इत्येवं शिक्षयामास, सपिपासमसौ जिनम् ।
ततः स्वामी तदप्रीतिं ज्ञात्वा निर्गतवांस्ततः ॥ १ ॥
આ પ્રમાણે પાઠ છે આમાં 'सपिपासम्' એ પાઠ અશુદ્ધ હોય તેમ જણાય છે. આના સ્થાને 'सोपयासम्' એ પાઠ કે તેવો બીજો કોઈ પાઠ હોવો જોઈએ એમ મને લાગે છે.

लोगे य साहुवाओ, अतुच्छभावेण सोहणो धम्मो ।
पुरिसुत्तमप्पणीओ, पभावणा चेव तित्थस्स ॥ २४ ॥

અધિક ધન આપવાથી થયેલા સંતોષથી જિનશાસનની પ્રશંસા થાય છે. જૈનશાસનની પ્રશંસા કરીને કેટલાક નોકરો, અથવા નોકરોને અધિક દાન આપ્યું છે એ જોઈને કે સાંભળીને જિનશાસન પ્રત્યે આકર્ષાયેલા જીવો, બોધિબીજને ( સમ્યગ્દર્શનનાં કારણોને ) પામે છે, બીજા કેટલાક લઘુકર્મી નોકરો કે અધિકદાન જોવા આદિથી જિનશાસન પ્રત્યે આકર્ષાયેલા જીવો પ્રતિબોધ (=સમ્યગ્દર્શન) પામે છે. તથા જિનભવન કરાવનારની ઉદારતાથી શિષ્ટલોકમાં જૈનો ઉદાર હોવાથી જૈનધર્મ શ્રેષ્ઠ છે, ઉત્તમ પુરુષે કહેલો છે ઇત્યાદિ પ્રશંસા થાય છે, અને એ રીતે જૈનશાસનની પ્રભાવના થાય છે. (૨૩-૨૪)

## (૪) સ્વાશયવૃદ્ધિ દ્વાર

સ્વાશયવૃદ્ધિનું નિમિત્ત :-

सासयवुड्ढीवि इहं, भुवणगुरुजिणिंदगुणपरिण्णाए ।
तब्बिंबठावणत्थं, सुद्धपवित्तीइ णियमेण ॥ २५ ॥

સ્વાશયવૃદ્ધિ એટલે શુભપરિણામની વૃદ્ધિ. જિનભવનનિર્માણમાં ત્રણે લોકમાં બહુ માનનીય શ્રી જિનેશ્વર ભગવાનના સર્વજ્ઞતા, સંસાર રૂપ જંગલમાંથી જીવોનો ઉદ્ધાર કરવાનું સામર્થ્ય વગેરે ગુણોના યથાર્થજ્ઞાનથી જિનબિંબની પ્રતિષ્ઠા નિમિત્તે થતી ( જિનભવનનિર્માણ સંબંધી ) શુદ્ધ

પ્રવૃત્તિથી=નિરવદ્યક્રિયાથી શુભ પરિણામની વૃદ્ધિ પણ* અવશ્ય થાય છે. અહીં શુભપરિણામની વૃદ્ધિમાં શુદ્ધપ્રવૃત્તિ અને જિનના ગુણોનું યથાર્થજ્ઞાન એ બે કારણ જણાવ્યા છે. તેમાં જિનના ગુણોનું યથાર્થજ્ઞાન મુખ્ય કારણ છે. (૨૫)

સ્વાશયવૃદ્ધિનું સ્વરૂપ:-

पेच्छिस्सं इत्यमहं, वंदणगणिमित्तमागए साहू ।
कयपुण्णे भगवंते, गुणरयणणिही महासत्ते ॥ २६ ॥

पडिबुज्झिस्संति इहं, दट्ठूण जिणिंदबिंबमकलंकं ।
अण्णेवि भव्वसत्ता, काहिंति ततो परं धम्मं ॥ २७ ॥

ता एयं मे वित्तं, जमेत्थमुवओगमेति अणवरयं ।
इय चिंताऽपरिवडिया, सासयवुड्ढी उ मोक्खफला ॥ २८ ॥

જિનમંદિરમાં ચૈત્યવંદન માટે આવેલા કૃતપુણ્ય, જ્ઞાનાદિ ગુણો રૂપ રત્નોના નિધાન, મહાસત્ત્વવંત સાધુભગવંતોનાં દર્શન હું કરીશ. (૨૬) જિનમંદિરમાં શસ્ત્ર, સ્ત્રી આદિ કલંક-રહિત જિનબિંબનાં દર્શન કરીને બીજા પણ ભવ્ય જીવો પ્રતિબોધ (=સમ્યગ્દર્શન) પામશે અને પછી કુશલ અનુષ્ઠાન રૂપ ધર્મ કરશે. (૨૭) જિનમંદિર તૈયાર થતાં જિનબિંબ-સ્થાપના, સાધુદર્શન અને ભવ્યજીવપ્રતિબોધ થશે. તેથી જે ધન જિનમંદિરમાં વપરાય છે એ જ ધન મારું છે, તે સિવાયનું ધન પારકું છે. આવી (૨૫થી૨૮ એ ચાર ગાથામાં કહેલી) સતત અવિચ્છિન્ન શુભ વિચારણા એ શુભ

*न केवलं भृतकानतिसंधानमित्यपिशब्दार्थः ।

આરંભનો વિચાર કરતાં પરમાર્થથી અકુશલથી (-આરંભથી) નિવૃત્તિ રૂપ છે.

ભાવાર્થ:- જિનભવન સંબંધી યતનમાં કિંચિત્ આરંભ થાય છે, પણ સાથે સાથે ખેતી વગેરે મોટા આરંભો બંધ થાય છે. એટલે આરંભ અલ્પ થાય છે અને આરંભથી નિવૃત્તિ અધિક થાય છે, આરંભ કરતાં આરંભથી નિવૃત્તિ અધિક હોવાથી પ્રસ્તુત યતના પ્રવૃત્તિસ્વરૂપ હોવા છતાં પરમાર્થથી નિવૃત્તિસ્વરૂપ છે. (૩૪)

ઉક્તવિષયનું શ્રી આદિજિનના દૃષ્ટાંતથી સમર્થન-

एत्तो चिय णिद्दोसं, सिप्पादिविहाणमो जिणिंदस्स ।
लेसेण सदोसंपि हु, बहुदोसनिवारणत्तेण ॥ ३५ ॥

આથી જ (=અધિક દોષનું નિવારણ કરનારી થોડા દોષવાળી પ્રવૃત્તિ નિર્દોષ હોવાથી) શ્રી આદિનાથ ભગવાને શિલ્પકલા, રાજનીતિ વગેરેનું જે શિક્ષણ આપ્યું તે કંઈક દોષિત (=સાવદ્ય) હોવા છતાં નિર્દોષ (નિરવદ્ય) છે. કારણ કે તેનાથી ઘણા દોષો દૂર થાય છે.

પ્રશ્ન:- શિલ્પકલા આદિના શિક્ષણથી ઘણા દોષો કેવી રીતે દૂર થાય છે?

ઉત્તર:- જો ભગવાન શિલ્પકલા, રાજનીતિ આદિનું શિક્ષણ ન આપે તો લોકો ધન આદિ માટે એક-બીજાને મારી નાખે, એક-બીજાનું ધન લઈ લે, પરસ્ત્રીગમન આદિ દોષોનું સેવન કરે, આવા અનેક મોટા મોટા ગુનાઓ ..ાય, લોકમાં ભારે અંધાધૂંધી ચાલે. આથી લોક

જ્ઞાનાદિની આરાધનાવાળો જીવ સાત-આઠ ભવોથી અવશ્ય જન્મ-મરણાદિ દોષોનો વિયોગ થવાથી નિત્યસુખવાળા મોક્ષને પામે છે. અહીં સાત આઠ ભવો જઘન્ય આરાધનાની અપેક્ષાએ છે. ઉત્કૃષ્ટ આરાધનાથી કોઈ તે જ ભવમાં મોક્ષમાં જાય છે.

**પ્રશ્ન :–** સાત આઠ ભવોની ગણતરી કેવી રીતે કરવી ? મનુષ્યભવમાંથી દેવલોકમાં, દેવલોકમાંથી મનુષ્ય ભવમાં એમ મનુષ્ય-દેવલોકના સાત આઠ ભવો ગણવા કે આરાધનાના, એટલે કે જે ભવોમાં (જ્ઞાનાદિની) આરાધના થઇ હોય તે ગણવા ?

**ઉત્તર :–** જે ભવોમાં (જ્ઞાનાદિની) આરાધના થઇ હોય તેવા ભવો ગણવા. કારણ કે મનુષ્ય-દેવલોકના ભવો ગણવામાં સાત જ ભવ થાય. સાતમો ભવ મનુષ્યનો છે. ચારિત્રનો આરાધક મનુષ્યલોકમાં ઉત્પન્ન ન થાય, વૈમાનિક દેવલોકમાં જ ઉત્પન્ન થાય. એટલે આઠમા ભવમાં મોક્ષમાં ન જઇ શકે. આથી સાત જ ભવ થાય, આઠ ભવ ન થાય. (જો આઠમા ભવે દેવલોકમાં જઇને પછી મનુષ્યભવમાં મોક્ષ પામે તો ૯ ભવ થાય.) આથી આરાધનાના સાત આઠ ભવો ગણવા. કોઈ જીવ સાત ભવોમાં આરાધના કરીને મોક્ષ જાય, તો કોઈ જીવ× આઠ ભવોમાં આરાધના કરીને મોક્ષમાં જાય. (૫૦)

---

×अट्ठभवा उ चरित्ते= ચારિત્ર સ્વીકારના આઠભવો છે, અર્થાત્ આઠ ભવોમાં ચારિત્રનો સ્વીકાર કર્યા પછી અવશ્ય મોક્ષની પ્રાપ્તિ થાય. નં० ૮૫૬)

## ૮ જિનબિંબ પ્રતિષ્ઠાવિધિ પંચાશક

સાતમા પંચાશકમાં જિનભવન બંધાવવાનો વિધિ કહ્યો. જિનભવન જિનબિંબથી અધિષ્ઠિત હોય છે. આથી આઠમા પંચાશકમાં જિનબિંબની પ્રતિષ્ઠાનો વિધિ કહેવાની ઈચ્છાવાળા ગ્રંથકાર મંગલ વગેરે જણાવે છે:-

नमिऊण देवदेवं, वीरं सम्मं समासओ वोच्छं।
जिणबिंबपइट्ठाए, विहिमागमलोयणीतीए ॥ १ ॥

દેવોના પણ દેવ શ્રી મહાવીર ભગવાનને ભાવશુદ્ધિ પૂર્વક પ્રણામ કરીને આગમ અને લોક એ બંનેની નીતિ અનુસાર (=આગમ અને લોકશાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે) જિનબિંબની પ્રતિષ્ઠાની વિધિ સંક્ષેપથી કહીશ.

અહીં લોક શબ્દનો ઉલ્લેખ કરીને એ જણાવ્યું છે કે કોઈ વખત જિનમતથી અવિરુદ્ધ લોકનીતિનું પણ અનુસરણ કરવું જોઈએ. (૧)

જિનબિંબ કરાવવા સંબંધી વિધિના વર્ણનની પ્રતિજ્ઞા:-

जिणबिंबस्स पइट्ठा, पायं कारावियस्स जं तेण।
तक्कारवणंमि विहिं, पढमं चिय वण्णिमो ताव ॥ २ ॥

પ્રાયઃ બીજા પાસે કરાવેલા જિનબિંબની પ્રતિષ્ઠા થાય છે. આથી પ્રતિષ્ઠાવિધિની પહેલાં જિનબિંબ કરાવવાની વિધિ કહીએ છીએ. (૨)

ટુકડે આપવામાં તેટલા પૈસા પોતાની જીવનજરૂરિયાતમાં વપરાઈ જવાથી વ્યસનમાં ઉપયોગ ન કરી શકે. તથા વ્યસનવાળા કારીગરોને પહેલેથી પૈસા આપી દેવાથી પછી કામ ન કરે અથવા અમુક સમયમાં જેટલું થવું જોઈએ તેટલું કામ ન કરે એટલે કામ કર્યા વિના પૈસા લેવાથી દેવદ્રવ્યના ભક્ષણનો દોષ લાગે. ] (૮)

સદોષ શિલ્પીને નિર્દોષ શિલ્પી પ્રમાણે મૂલ્ય આપવામાં થતો દોષઃ-

**देवस्सपरीभोगो, अणेगजम्मेसु दारुणविवागो ।**
**तंमि स होइ णिउत्तो, पावो जो कारओ इहरा ॥ ९ ॥**

દોષિત શિલ્પી સાથે બિંબ ઘડવાનું મૂલ્ય નક્કી કરવામાં ન આવે તો તે શિલ્પીને દેવદ્રવ્યનું ભક્ષણ કરાવવાનું થાય છે. દેવદ્રવ્યનું ભક્ષણ અશુભ કર્મ બંધ દ્વારા અનંત ભવોમાં નરકાદિના દુઃખરૂપ ભયાનક ફળ આપે છે. બીજાને ભયંકર અશુભ ફળવાળા કાર્યમાં જોડવો એ પરોપકાર કરવાના સ્વભાવવાળા સજ્જન પુરુષોને ઉચિત નથી. (૯)

દેવદ્રવ્યના ભક્ષણથી શિલ્પીને ભયંકર ફળ આવશે, એમાં અમારે શું ? એવો વિચાર કરનારને ઉપદેશ:-

**जं जायइ परिणामे, असुहं सव्वस्स तं न कायव्वं ।**
**सम्मं णिरूविऊणं, गाढगिलाणस्स वाऽपत्थं ॥ १० ॥**

આ કાર્યથી ભવિષ્યમાં લાભ થશે કે નુકશાન એમ બરોબર વિચાર કરીને જે કાર્ય અતિશય ગ્લાનને અપથ્ય આપવાની જેમ પરિણામે પોતાને કે પરને અશુભ ફળ

[illegible] દેવોની પૂજા શા માટે? એનું સમાધાન:

जमहिगयबिंबसामी, सव्वेसिं चेव अब्भुदयहेऊ ।
ता तस्स पइट्ठाए, तेसिं पूयादि अविरुद्धं ॥ १९ ॥
साहम्मिया य एए, महिड्डिया सम्मदिट्ठिणो जेण ।
एत्तो च्चिय उचियं खलु, एतेसिं एत्थ पूजादी ॥ २० ॥

પ્રસ્તુત બિંબના સ્વામી તીર્થંકર પરમાત્મા ઇંદ્ર વગેરે બધા જ દેવોના અભ્યુદયનું કારણ છે. આથી તીર્થંકરની પ્રતિષ્ઠામાં દેવોનું પૂજન, સત્કાર વગેરે વિરુદ્ધ નથી-યોગ્ય છે. (૧૯) દિક્પાલ વગેરે દેવો જિનના ભક્ત હોવાથી સાધર્મિક છે, મહાન ઋદ્ધિસંપન્ન છે, સમ્યગ્દર્શનને ધારણ કરનાર છે, આ ત્રણ કારણોથી જ પ્રતિષ્ઠામાં તેમનું પૂજન, સત્કાર વગેરે યોગ્ય જ છે. (૨૦)

અધિવાસનનું પ્રતિપાદન:-

तत्तो सुहजोएणं, सत्थाणे मंगलेहि ठवणा उ ।
अहिवासणमुचिएणं, गंधोदगमादिणा एत्थ ॥ २१ ॥

પછી સારા મુહૂર્તે અધિવાસન કરવાના સ્થાને ચંદનાદિ (આઠ) વસ્તુઓનું વિલેપન કરીને તે સ્થાન ઉપર જિનબિંબની સ્થાપના મંગલ ગીતો ગાવા પૂર્વક કરવી. પછી સુગંધી દ્રવ્યોના મિશ્રણવાળું સુંદર જલ, કષાયચૂર્ણ, (આઠ જાતની) માટી વગેરેથી અધિવાસન કરવું. અધિવાસન એટલે તેવા પ્રકારની શુદ્ધિ કરવા વડે બિંબપ્રતિષ્ઠાની યોગ્યતા કરવી, અર્થાત્ બિંબને પ્રતિષ્ઠાને યોગ્ય બનાવવું. અધિવાસનની [illegible] પ્રતિષ્ઠાકલ્પમાં કહી છે. (૨૧)

બિંબ પાસે કળશોની સ્થાપના'-

वत्तारि पुण्णकलसा, पहाणमुद्दाविचित्तकुसुमजुया ।
सुहपुण्णचत्तचउतंतुगोच्छया होंति पासेसु ॥ २२ ॥

જે બિંબની પ્રતિષ્ઠા કરવાની છે તે બિંબની પાસે ચારે દિશામાં અખંડ, પાણીથી પૂર્ણ ભરેલા, અંદર સોનામહોર, રૂપિયા કે રત્ન નાખેલ હોય તેવા, વિવિધ પુષ્પોથી યુક્ત અને ચરખાથી કાંતેલા કાચા સૂતરની કોકડીથી ભરેલી ત્રાકના ચાર તાંતણાથી બાંધેલા કાંઠાવાળા ચાર કળશો મૂકવા. (૨૨)

બિંબ સમક્ષ મંગળદીવા વગેરેની સ્થાપના:-

मंगलदीवा य तहा, घयगुलपुण्णा सुभिक्खुभक्खा य ।
जववारयचण्णयसत्थिगादि सव्वं महारंभं ॥ २३ ॥

બિંબ સમક્ષ ઘી ગોળથી પૂર્ણ મંગળદીવા કરવા, સુંદર શેરડીના સાંઠાના ટુકડા, મીઠાઈ વગેરે ખાવા લાયક વસ્તુ મૂકવી, શરાવમાં રોપેલા જવના અંકુરો-જવારિયા, ચંદનનો સ્વસ્તિક, નંદાવર્ત વગેરે અતિશય સુંદર બધું કરવું. (૨૩)

मंगलपडिसरणाइं, चित्ताइं रिद्धिविद्धिजुत्ताइं ।
पढमदियहंमि चंदणविलेवणं चेव गंधड्ढं ॥ २४ ॥

પહેલા દિવસે=અધિવાસન કરવાના દિવસે ઋદ્ધિ-વૃદ્ધિ (ડાભ-ધરો)એ બે ઔષધિ સહિત વિચિત્ર મંગલ કંકણો (=મંગલ દોરા) પ્રતિમાજીના હાથે બાંધવા તથા પ્રતિમાજીને

લાયક છે એમ ઠસાવવાનો છે. જિનયાત્રા કરવા લાયક છે એમ દિલમાં જચી ગયા પછી જીવહિંસા નિવારવાની વાત જલદી જચી જાય. ] (૧૯)

જિનના જન્મ આદિ પ્રસંગે બધા જીવો સુખી જ હતા -આનંદમાં જ હતા. તેથી હે મહારાજા! હમણાં પણ જિનયાત્રામાં અમારીનું પ્રવર્તન કરાવીને બધા જીવોને અભયદાન આપવા દ્વારા સુખી કરો. (૨૦)

આચાર્ય ન હોય તો શું કરવું તે જણાવે છે.:-

तम्मि असंते राया, दट्ठव्वो सावगेहिवि कमेणं ।
कारेयव्वो य तहा, दाणेणवि आमघाउत्ति ॥ २१ ॥

આચાર્ય ન હોય, અથવા આચાર્ય હોય પણ રાજાને મળવા આદિ માટે સમર્થ ન હોય, તો શ્રાવકોએ પણ રાજકુલમાં પ્રસિદ્ધ રીત-રિવાજ મુજબ રાજાને મળવું અને ( સમજાવીને ) તેની પાસે જીવહિંસા બંધ કરાવવી. જો ( સમજાવવાથી ) રાજા આ કાર્ય કરવા ન ઇચ્છે તો તેને ધન આપીને પણ આ કાર્ય કરાવવું. ( ૨૧ )

હિંસા બંધ કરનાર હિંસકોને દાન આપવાનો વિધિ:-

तेसिंपि घायगाणं, दायव्वं सामपुव्वगं दाणं ।
तत्तियदिणाण उचियं, कायव्वा देसणा य सुहा ॥२२॥

જીવહિંસાથી જીવનારા માચ્છીમાર આદિને પણ જેટલા દિવસ મહોત્સવ હોય તેટલા દિવસ પ્રેમ ઉત્પન્ન કરે તેવાં (મીઠાં) વચનો કહેવા પૂર્વક ઉચિત અન્નાદિનું દાન આપવું

શ્રાવક પણ રાજાને મળવા સમર્થ ન હોય તો શું કરવું તે જણાવે છે-

इय सामत्थाभावे, दोहिवि वग्गेहि पुव्वपुरिसाणं ।
इयसामत्थजुयाणं, बहुमाणो होति कायव्वो ॥ २५ ॥
ते धण्णा सप्पुरिसा, जे एयं एवमेव णिस्सेसं ।
पुव्विं करिंसु किच्चं, जिणजत्ताए विहाणेणं ॥ २६ ॥
अम्हे उ तह अधण्णा, धण्णा उण एत्तिएण जं तेसिं ।
बहु मण्णामो चरियं, सुहावहं धम्मपुरिसाणं ॥ २७ ॥

આચાર્ય અને શ્રાવક બંને રાજાને મળીને હિંસા બંધ કરાવવા સમર્થ ન હોય તો તે બંનેએ રાજાને મળીને હિંસા બંધ કરાવવાના સામર્થ્યવાળા પૂર્વના મહાપુરુષો ઉપર ( આંતરિક ) બહુમાન કરવું. (૨૫) જેમ કે-પૂર્વના તે મહાપુરુષો ધન્ય છે-પ્રશંસનીય છે, કે જેમણે જિનયાત્રામાં રાજા આદિને ઉપદેશ આપીને હિંસા બંધ કરનારાઓને દાન આપવા પૂર્વક હિંસા બંધ કરાવી હતી. (૨૬) અમે તો જિનયાત્રાદિ કાર્યો શાસ્ત્રોક્ત વિધિ મુજબ કરવા અસમર્થ હોવાથી અધન્ય છીએ-પ્રશંસનીય નથી. હા, હજી અમારા માટે એટલું સારું છે કે, અમે ધર્મપ્રધાન તે મહાપુરુષોના સુખ આપનાર આચરણનું બહુમાન ( પક્ષપાત ) કરીએ છીએ, અને એથી એટલા પૂરતા ધન્ય છીએ. (૨૭)

પૂર્વમહાપુરુષો ઉપરના બહુમાનનું ફલ:-

इय बहुमाणा तेसिं, गुणाणमणुमोयणा णिओगेणं ।
तत्तो तत्तुल्लं चिय, होइ फलं आसयविसेसा ॥ २८ ॥

કલ્યાણક દિવસોમાં જિનયાત્રા દેવેંદ્ર વગેરેએ કરી છે, અને બહુફલવાળી છે. માટે દુર્લભ મનુષ્યભવ અને જૈન-શાસન પામીને સાત્ત્વિક જીવોનાં દૃષ્ટાંતોમાં પક્ષપાત કરવો જોઈએ, નહિ કે પામર જીવોનાં દૃષ્ટાંતોમાં. અર્થાત્ સાત્ત્વિક જીવોએ જે કર્યું હોય તે કરવા યોગ્ય છે એમ માનવું જોઈએ. જેમ કે- દેવેંદ્ર વગેરેએ કલ્યાણકયાત્રા કરી છે માટે કલ્યાણકયાત્રા કરવી જોઈએ, પણ પામર જીવોએ જે કર્યું હોય તે કરવા યોગ્ય નહિ માનવું જોઈએ. જેમ કે- મારા પિતાએ કે દાદા વગેરેએ અમુક કર્યું હતું માટે તે કરવા યોગ્ય છે એમ નહિ માનવું જોઈએ. (૪૪)

બધા મહોત્સવો સંબંધી સર્વસાધારણ ઉપદેશ:-

एसा उत्तमजत्ता, उत्तमसुयवण्णिया सदि बुहेहिं ।
सेसा य उत्तमा खलु, उत्तमरिद्धीइ कायव्वा ॥ ४५ ॥

इयराऽत्तव्बहुमाणोऽवण्णा य इमीइ णिउणबुद्धीए ।
एयं विचिंतियव्वं, गुणदोसविहावणं परमं ॥ ४६ ॥

અહીં જેનું વર્ણન કર્યું છે તે કલ્યાણકસંબંધી મહોત્સવ ઉત્તમ છે, અને શાસ્ત્રોમાં કહેલા બીજા મહોત્સવો પણ ઉત્તમ છે. (લોકરૂઢિથી કરવામાં આવતા મહોત્સવો ઉત્તમ નથી.) આથી ડાહ્યા માણસોએ મહોત્સવ સદા ઉત્તમ ઋદ્ધિથી કરવો જોઈએ, નહિ કે ગમે તેમ. (૪૫)

સર્વસાધારણ જિનાજ્ઞાનું સ્વરૂપ:-

इय अण्णत्थवि सम्मं, णाउं गुरुलाघवं विसेसेण ।
इट्ठे पयट्टियव्वं, एसा खलु भगवतो आणा ॥ ४९ ॥

મહોત્સવ સિવાય બીજા અનુષ્ઠાનોમાં પણ આ પ્રમાણે સારાસારને બરોબર જાણીને જે અનુષ્ઠાન વધારે ઇષ્ટ-પ્રિય હોય તેમાં પ્રયત્ન કરવો એવી જિનાજ્ઞા છે. (૪૯)

ઉપસંહાર:-

जत्ताविहाणमेयं, णाऊणं गुरुमुहाउ धीरेहिं ।
एवं चिय कायव्वं, अविरहियं भत्तिमंतेहिं ॥ ५० ॥

બહુમાનવાળા બુદ્ધિશાળી મનુષ્યોએ ગુરુમુખે જિનમહોત્સવવિધિ જાણીને તે જ પ્રમાણે સદા કરવું જોઈએ (૫૦)



## ૧૦ ઉપાસકપ્રતિમાવિધિ પંચાશક

મહોત્સવનો વિધિ કહ્યો. અહીં સુધી દ્રવ્યસ્તવનું વિસ્તૃત વર્ણન કર્યું. હવે ભાવસ્તવનું વર્ણન કરવું જોઈએ. તેમાં પણ અહીં શ્રાવકધર્મનો અધિકાર હોવાથી શ્રાવકને યોગ્ય ભાવસ્તવનું વર્ણન કરવું જોઈએ. શ્રાવકની અગિયાર પ્રતિમા ભાવસ્તવ છે. આથી હવે શ્રાવકની અગિયાર પ્રતિમાનું વર્ણન કરવાની ઇચ્છાવાળા ગ્રંથકાર મંગલ વગેરે જણાવે છેઃ–

नमिऊण महावीरं, भव्वहियट्ठाइ लेसओ किंपि ।
वोच्छं समणोवासगपडिमाणं सुत्तमग्गेणं ॥ १ ॥

શ્રી મહાવીરસ્વામીને નમસ્કાર કરીને ભવ્યજીવોના ઉપકાર* માટે શ્રાવકની અભિગ્રહવિશેષરૂપ પ્રતિમાઓ સંબંધી કંઈક દશાશ્રુતસ્કંધ ÷આગમના અનુસારે સંક્ષેપથી કહીશ. (૧)

શ્રાવકની પ્રતિમાઓની સંખ્યાઃ–

જિનેશ્વરોએ શ્રાવકની દર્શનપ્રતિમા વગેરે અગિયાર પ્રતિમાઓ કહી છે. કારણ કે શ્રુતકેવલી શ્રીભદ્રબાહુસ્વામીએ (નીચે મુજબ) પ્રતિમાઓ કહી છે.

**ભાવાર્થ**:- જિનેશ્વરોએ જે કહ્યું હોય તે જ શ્રુતકેવલી કહે. એટલે શ્રુતકેવલીએ જે કહ્યું તે જિનેશ્વરોનું જ કહેલું છે એની ખાતરી માટે આ પ્રતિમાઓ શ્રુતકેવલી શ્રીભદ્રબાહુસ્વામીએ કહી છે એમ કહ્યું. (૨)

શ્રુતકેવલીએ કહેલી પ્રતિમાઓનાં નામો :-

**दंसण–वय–सामाइय–पोसह–पडिमा–अबंभ–सचित्ते ।**
**आरंभ–पेस–उद्दिट्ठवज्जए समणभूए य ॥ ३ ॥**

દર્શન, વ્રત, સામાયિક, પૌષધ, કાયોત્સર્ગ, અબ્રહ્મવર્જન, સચિત્તવર્જન, આરંભવર્જન, પ્રેષ્યવર્જન, ઉદ્દિષ્ટવર્જન, શ્રમણભૂત—એમ શ્રાવકની અગિયાર પ્રતિમાઓ છે *

[× એક મહિના સુધી ભય, લોભ, લજ્જા વગેરેથી અતિચાર લગાડયા વિના સમ્યગ્દર્શનનું પાલન તે પહેલી દર્શનપ્રતિમા. બે મહિના સુધી પહેલી પ્રતિમાના પાલન સાથે નિરતિચાર પણે બાર વ્રતોનું પાલન તે બીજી વ્રતપ્રતિમા. ત્રણ મહિના

* દશાશ્રુ૦ અધ્ય૦ ૬ નિ૦ ગા૦ ૧૧.

× અહીં દરેક પ્રતિમાનું સ્પષ્ટ વર્ણન કરશે. પણ ટુંકમાં જલદી ભાવ ખ્યાલમાં આવી જાય એ માટે પ્ર૦ સા૦ આદિના આધારે અહીં [ ] આવા કૌંસમાં સામાન્ય અર્થ જણાવ્યો છે. આ સામાન્ય અર્થ ખ્યાલમાં આવી ગયા પછી આગળનું વર્ણન જલદી ખ્યાલમાં આવી જશે.

સુધી પહેલી-બીજી પ્રતિમાના પાલન સાથે દરરોજ નિરતિચાર-પણે સામાયિક કરવું તે ત્રીજી સામાયિક પ્રતિમા. ચાર માસ સુધી પૂર્વની ત્રણ પ્રતિમાનાં પાલન સાથે દરેક ચતુષ્પર્વીમાં (=આઠમ, ચૌદશ, પૂર્ણિમા અને અમાવાસ્યા) નિરતિચારપણે આઠ પ્રહરનો પૌષધ કરવો તે ચોથી પૌષધપ્રતિમા. પાંચ મહિના સુધી પૂર્વની ચાર પ્રતિમાના પાલન સાથે ઉપસર્ગો આવે તો પણ ચલાયમાન થયા વિના સંપૂર્ણ રાત્રિ સુધી કાયોત્સર્ગમાં રહેવું તે પાંચમી કાયોત્સર્ગપ્રતિમા. છમાસ સુધી પૂર્વની પાંચ પ્રતિમાના પાલન સાથે નિર્મળ બ્રહ્મચર્યનું પાલન તે છઠ્ઠી અબ્રહ્મવર્જનપ્રતિમા. સાત મહિના સુધી પૂર્વની છ પ્રતિમાના પાલન સાથે સચિત્તઆહારનો ત્યાગ તે સાતમી સચિત્તવર્જનપ્રતિમા. આઠ મહિના સુધી પૂર્વની સાત પ્રતિમાના પાલન સાથે સ્વયં આરંભ ન કરવો તે આઠમી આરંભવર્જનપ્રતિમા. નવ મહિના સુધી પૂર્વની આઠ પ્રતિમાના પાલન સાથે નોકર વગેરે બીજા દ્વારા પણ આરંભ ન કરાવવો તે નવમી પ્રેષ્યવર્જનપ્રતિમા. દશ મહિના સુધી પૂર્વની નવ પ્રતિમાના પાલન સાથે પ્રતિમાધારીને ઉદ્દેશીને બનાવેલા આહાર-પાણીનો ત્યાગ તે દશમી ઉદ્દિષ્ટવર્જન-પ્રતિમા. અગિયાર મહિના સુધી પૂર્વની દશ પ્રતિમાના પાલન સાથે, સ્વજનાદિ સંબંધનો ત્યાગ કરી, રજોહરણ વગેરે લઈને, કેશનો લોચ કરીને ગામ વગેરેમાં વિચરવું અને સાધુના જેવા આચારો પાળવા તે અગિયારમી શ્રમણભૂતપ્રતિમા.

પ્રથમની પાંચ પ્રતિમા સેવનરૂપ છે, પછીની પાંચ ત્યાગ રૂપ છે. [ અગિયારમી સાધુપણાના પાલન જેવી છે. ] ( ૩ )

ભાવાર્થ :– કાર્ય કારણને અનુરૂપ થાય છે, અર્થાત્ જેવું કારણ હોય તેવું કાર્ય થાય. એટલે કારણ (–સામાયિક) મનોદુષ્પ્રણિધાન આદિથી રહિત હોય તો જ કાર્ય (=સાધુપણું) મનોદુષ્પ્રણિધાન આદિથી રહિત થાય. આથી સામાયિકમાં મનોદુષ્પ્રણિધાન આદિ ન હોય. મનોદુષ્પ્રણિધાન આદિ પાંચનો અર્થ પહેલા પંચાશકની ૨૯મી ગાથામાં કહી દીધો છે.

જો કે આ (પંચાશકના ઉપાસકપ્રતિમા) પ્રકરણના અને દશાશ્રુતસ્કંધના અભિપ્રાયથી સામાયિક પ્રતિમાનો કાળ અનિયત છે. (અને ક્યારે સામાયિક કરવું તે પણ અનિયત છે.) પણ આવશ્યકચૂર્ણિ અને ઉપાસકદશાંગના અભિપ્રાયથી પ્રતિદિન સવાર–સાંજ સામાયિક કરવાનું હોય છે અને પ્રતિમાનો કાળ ઉત્કૃષ્ટથી ત્રણ મહિના છે. જઘન્યથી તો બધી પ્રતિમાઓનો કાળ એક દિવસ વગેરે છે. આ હકીકત અંતે (૩૮મી ગાથામાં) કહેવાશે. (૧૩)

પૌષધ (પ્રતિમા)નું સ્વરૂપ :–

पोसेइ कुसलधम्मे, जं ताऽऽहारादिचागणुट्ठाणं ।
इह पोसहो त्ति भण्णति, विहिणा जिणभासिएणेव ॥ १४ ॥

સર્વજ્ઞોક્ત જ વિધિથી આહાર, દેહસત્કાર, અબ્રહ્મ અને (સાવદ્ય) વ્યાપાર એ ચારનો ત્યાગ કરવો એ પૌષધ છે.

પ્રશ્ન :– આહારાદિના ત્યાગને પૌષધ કેમ કહેવામાં આવે છે?

**ઉત્તર :-** જે ધર્મનું પોષણ કરે તે પૌષધ એવો પૌષધ શબ્દનો અર્થ છે. આહારાદિ ચારનો ત્યાગ પ્રાણાતિપાત વિરમણ આદિ શુભ આચારરૂપ ધર્મનું પોષણ (=વૃદ્ધિ) કરે છે માટે તેને પૌષધ કહેવામાં આવે છે.

પૌષધવિધિ પ્રથમ પંચાશકની ૨૯ મી ગાથામાં કહ્યો છે, આથી અહીં ફરી કહેતા નથી. (૧૪)

પૌષધના ચાર ભેદ :-

**आहारपोसहो खलु, सरीरसक्कारपोसहे चेव ।**
**बंभव्वावारेसु य, एयगया धम्मवुड्ढित्ति ॥ १५ ॥**

આહારાદિ ચારના ત્યાગની અપેક્ષાએ પૌષધના આહાર-પૌષધ, શરીરસત્કારપૌષધ, બ્રહ્મચર્યપૌષધ અને અવ્યાપાર-પૌષધ એમ ચાર પ્રકાર છે. આહારાદિના ત્યાગમાં ધર્મવૃદ્ધિ= ધર્મપુષ્ટિ રહેલી છે. અર્થાત્ આહારાદિના ત્યાગથી ધર્મની વૃદ્ધિ થાય છે. (૧૫)

પોષધમાં ત્યાજ્ય પાંચ અતિચારો :-

**अप्पडिदुप्पडिलेहियसेज्जासंथारयाइ वज्जेति ।**
**सम्मं च अणणुपालणमाहारादीसु एयम्मि ॥ १६ ॥**

પૌષધપ્રતિમાધારી પૌષધમાં અપ્રત્યુપેક્ષિત-દુષ્પ્રત્યુપેક્ષિત શય્યાસંસ્તારક, અપ્રમાર્જિતદુષ્પ્રમાર્જિતશય્યાસંસ્તારક, અપ્રત્યુ-પેક્ષિતદુષ્પ્રત્યુપેક્ષિત ઉચ્ચારપ્રશ્રવણભૂમિ, અપ્રમાર્જિતદુષ્પ્રમા-ર્જિત ઉચ્ચારપ્રશ્રવણભૂમિ અને (ભોજનાદિની ઉતાવળ

ઉપસર્ગો આવવાનો સંભવ છે. ઉપસર્ગમાં અવિચલ સત્ત્વવાળો જ ટકી શકે. ઉપસર્ગોમાં જે ચલાયમાન થઇ જાય તે કાયોત્સર્ગ પ્રતિમાનો વિરાધક બને છે, આથી કાયોત્સર્ગ પ્રતિમા કરનાર સ્થિર હોવો જોઈએ. જ્ઞાની એટલે પ્રતિમાના આચારો વગેરેના જ્ઞાનવાળો. અજ્ઞાનીજીવ બધે જ અયોગ્ય હોવાથી આ પ્રતિમામાં તો સુતરાં અયોગ્ય છે. (૧૭)

શેષ દિવસોમાં કાયોત્સર્ગપ્રતિમાધારીનું જીવન :-

असिणाण वियडभोई, मउलियडो दिवसबंभयारी य ।
रत्तिं परिमाणकडो, पडिमावज्जेसु दियहेसु ॥ १८ ॥

કાયોત્સર્ગપ્રતિમાધારી જે દિવસે કાયોત્સર્ગપ્રતિમા કરે તે સિવાયના દિવસોમાં (૧) સ્નાન ન કરે, (૨) રાત્રે ચારે પ્રકારના આહારનો ત્યાગ કરે, (૩) ધોતિયાની કાછડી ન વાળે, (૪) દિવસે સંપૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કરે, (૫) રાત્રે પણ સ્ત્રીભોગનું પરિમાણ કરે.

આ ગાથાનો અહીં જે અર્થ કર્યો છે તે અર્થને કહેનારી ગાથા આ પ્રમાણે છે :-

असिणाण वियडभोई पगासभोइत्ति जं भणिय होइ ।
दिवसउ न रत्ति भुंजे मउलिकडो कच्छमविरोधे ॥ १ ॥

"સ્નાન ન કરે, વિકટમાં ભોજન કરે એટલે કે પ્રકાશમાં ભોજન કરે, અર્થાત્ દિવસે ભોજન કરે, રાત્રે ભોજન ન કરે, મૌલિકૃત હોય એટલે કે (ધોતિયાની) કાછડી ન વાળે. (૧૮)

કાયોત્સર્ગમાં શું ચિંતવે તેનો નિર્દેશ :-

झायइ पडिमाए ठिओ, तिलोगपुज्जे जिणे जिणकसाए ।
णियदोसपच्चणीयं, अण्णं वा पंच जा मासा ॥ १९ ॥

કાયોત્સર્ગપ્રતિમાધારી કાયોત્સર્ગમાં જેમણે કષાયોને જીતી લીધા છે એવા ત્રિભુવનપૂજ્ય જિનનું ધ્યાન કરે, અથવા પોતાના રાગાદિદોષોથી વિરુદ્ધ કામની (વિષય-રાગની) નિંદા વગેરે બીજું કંઈ પણ ચિંતવે. આ પ્રતિમાનો ઉત્કૃષ્ટ કાળ પાંચ માસ છે. (૧૯)

છઠ્ઠી અબ્રહ્મવર્જન પ્રતિમાનું સ્વરૂપ :-

पुव्वोदियगुणजुत्तो, विसेसओ विजियमोहणिज्जो य ।
वज्जइ अबंभमेगंतओ उ राइंपि थिरचित्तो ॥ २० ॥

પૂર્વોક્ત પાંચ પ્રતિમાઓના સમ્યગ્દર્શન, વ્રત, સામાયિક, પૌષધ અને કાયોત્સર્ગ એ પાંચ ગુણોથી યુક્ત અને પાંચમી પ્રતિમાની અપેક્ષાએ વિશેષથી કામ ઉપર વિજય મેળવનાર શ્રાવક છઠ્ઠી અબ્રહ્મવર્જન પ્રતિમામાં સ્થિર ચિત્તવાળો બનીને રાત્રે પણ સર્વથા અબ્રહ્મનો ત્યાગ કરે. પાંચમી અને છઠ્ઠી પ્રતિમામાં આ જ ભેદ છે. અર્થાત્ પાંચમીમાં રાત્રે અબ્રહ્મનો સર્વથા ત્યાગ નથી, આ પ્રતિમામાં રાત્રે પણ અબ્રહ્મનો સર્વથા ત્યાગ છે.

જેમ છઠ્ઠી પ્રતિમામાં પૂર્વની પાંચ પ્રતિમાઓના ગુણોથી યુક્ત હોવો જોઈએ, તેમ વ્રત વગેરે બધી પ્રતિમાઓમાં પૂર્વની બધી પ્રતિમાઓના ગુણોથી યુક્ત હોવો જોઈએ

જેમ કે—બીજી વ્રત પ્રતિમામાં સમ્યગ્દર્શનથી યુક્ત હોવો જોઈએ, ત્રીજી પ્રતિમામાં સમ્યગ્દર્શન અને વ્રત એ બન્નેથી યુક્ત હોવો જોઈએ. અર્થાત્ તે તે પ્રતિમાના પાલન વખતે તેનાથી પૂર્વની બધી પ્રતિમાઓનું પણ પાલન કરવું જોઈએ. કારણ કે દશાશ્રુતસ્કંધ સૂત્રમાં તેમ કહ્યું છે. (૨૦)

ચિત્તની સ્થિરતાના ઉપાયો :-

सिंगारकहाविरओ, इत्थीए समं रहम्मि णो ठाइ ।
चयइ य अतिप्पसंगं, तहा विहूसं च उक्कोसं ॥ २१ ॥

છઠ્ઠી પ્રતિમામાં રહેલો શ્રાવક (૧) શૃંગારરસની કથા ન કરે. (૨) સ્ત્રીની સાથે એકાંત સ્થાનમાં ન રહે. કારણ કે એકાંત સ્થાન ચિત્તની અસ્થિરતાનું કારણ છે. આથી જ લૌકિકોએ પણ કહ્યું છે કે-

मात्रा स्वस्रा दुहित्रा वा, नो विविक्तासनो भवेत् ।
बलवानिन्द्रियग्रामः, पण्डितोऽन्यत्र मुह्यति ॥ १ ॥

“ માતા, બહેન કે પુત્રીની સાથે પણ એકાંતમાં ન રહે. કારણ કે ઇંદ્રિયોનો સમૂહ બળવાન છે. સ્ત્રીની સાથે એકાંતવાસ કરવામાં પંડિત પણ મુંઝાઈ જાય છે.”

સ્ત્રીની સાથે એકાંતમાં તો બિલકુલ ન રહે, અને જાહેરમાં પણ સ્ત્રીની સાથે અતિપરિચયનો ત્યાગ કરે. કારણ કે-

वशीकुर्वन्ति ये लोक-मृगान् दर्शनतन्तुना ।
संसर्गवागुराभिस्ते, स्त्रीव्याधाः किं न कुर्वते ॥ १ ॥

“ જે સ્ત્રીરૂપી પારધીઓ દર્શનરૂપ તંતુથી લોકરૂપ ...રે છે તે સંસર્ગરૂપી જાળથી શું નથી કરતા?

દશમી ઉદ્દિષ્ટવર્જન પ્રતિમાનું સ્વરૂપ :-

उद्दिट्ठकडं भत्तंपि वज्जती किमुय सेसमारंभं ।
सो होइ उ खुरमुंडो, सिहलिं वा धारती कोई ॥ ३२ ॥

जं णिहियमत्थजायं, पुट्ठो णियएहिं णवर सो तत्थ ।
जइ जाणइ तो साहे, अह णवि तो बेइ णवि जाणे ॥३३॥

जतिपज्जुवासणपरो, सुहुमपयत्थेसु णिच्चतल्लिच्छो ।
पुव्वोदियगुणजुत्तो, दस मासा कालमाणेणं ॥ ३४ ॥

દશમી પ્રતિમામાં રહેલ શ્રાવક પોતાના માટે બનાવેલ ભોજનનો પણ ત્યાગ કરે. મુશ્કેલીથી તજી શકાય એવા ભોજન સંબંધી આરંભનો ત્યાગ કરનાર બીજા આરંભનો ત્યાગ તો સુતરાં કરે. તે મસ્તકે અસ્રાથી સંપૂર્ણ મુંડન કરાવે, અથવા કોઈક ચોટલી રાખે. ( ૩૨ ) પુત્ર વગેરે ભૂમિ વગેરેમાં રાખેલા ધનસંબંધી અમુક ધન ક્યાં મૂકયું છે ? કોને આપ્યું છે ? વગેરે પૂછે તો પોતાને ખ્યાલ હોય તો કહે. કારણ કે જો ન કહે તો આજીવિકાનો અભાવ થાય. જો જાણતો ન હોય તો નથી જાણતો એમ કહે. અર્થાત્ પુત્ર વગેરે પૂર્વે રાખેલા કે કોઈને આપેલા ધન સંબંધી કંઈ પૂછે તો જવાબ આપી શકે, પણ ઘરનું બીજું કોઈ કામ ન કરી શકે. (૩૩) સાધુસેવામાં તત્પર રહે. સૂક્ષ્મબુદ્ધિથી જાણી શકાય તેવા જીવાદિ પદાર્થોને જાણવામાં સદા ઉત્કંઠિત રહે. પૂર્વની નવ પ્રતિમાના પાલન સાથે દશ મહિના સુધી આ પ્રતિ

અગિયારમી શ્રમણભૂતપ્રતિમાનું સ્વરૂપ :-

खुरमुंडो लोएण व, रयहरणं उग्गहं व घेत्तूण ।
समणब्भूओ विहरइ, धम्मं काएण फासंतो ॥ ३५ ॥

ममकारेऽवोच्छिण्णो, वच्चति सण्णायपल्लि दट्ठुं जे ।
तत्थवि जहेव साहू, गेण्हति फासुं तु आहारं ॥ ३६ ॥

पुव्वाउत्तं कप्पति, पच्छाउत्तं तु ण खलु एयस्स ।
ओदणभिलिंगसूवादि, सव्वमाहारजायं तु ॥ ३७ ॥

અગિયારમી પ્રતિમામાં અસ્ત્રાથી કે લોચથી મસ્તક મુંડાવી, રજોહરણ પાત્ર વગેરે સાધુનાં સઘળાં ઉપકરણો લઇ, ઘરમાંથી નીકળીને, માત્ર મનથી નહિ, કિંતુ કાયાથી પણ સમિતિ-ગુપ્તિ આદિ ચારિત્રધર્મનું પાલન કરતો, એથી જ સાધુ જેવો બનેલો તે સાધુની જેમ ગામાદિમાં વિચરે. (૩૫) મમત્વભાવનો સર્વથા અભાવ ન હોવાથી સ્વજનનાં દર્શન માટે સ્વજનના ગામ વગેરેમાં જાય તો પણ (સ્વજનના ઘરોમાંથી) સાધુની જેમ પ્રાસુક અને એષણીય આહાર લે. પ્રેમનો સર્વથા નાશ ન થયો હોવાથી સ્વજનના ગામ વગેરેમાં જાય તો પણ તેને (જવા બદલ) દોષ લાગતો નથી. સ્વજનો સ્નેહના કારણે અનેષણીય અશનાદિ આહાર કરે, અને લેવાનો અતિ આગ્રહ પણ કરે, પ્રાયઃ સ્વજનોને અનુસરવું પડે, આથી દોષિત આહાર લેવાની સંભાવના છે. પણ શ્રમણભૂત પ્રતિમાધારી દોષિત આહાર ન લે. (૩૬) સ્વજનોના ઘરે ગયા પહેલાં જેને

અત્રે [illegible] દીક્ષાસ્વીકાર [illegible] દેશનાથી
[illegible] પુરુષો આત્માની યોગ્યતાનો નિર્ણય કરીને
દીક્ષાનો સ્વીકાર કરે છે (૪૦) [illegible] યોગ્યતાનો
નિર્ણય પ્રતિમાના આચરણથી જ થાય છે. કારણ કે દેશ-
વિરતિ સ્વીકારના પરિણામ [illegible] પ્રાપ્તિ
વિના, અર્થાત્ આત્માથી દેશવિરતિના સ્વીકાર વિના, દીક્ષા
થતી જ નથી.

[illegible] :-દેશવિરતિના સ્વીકાર વિના દીક્ષા થતી નથી
એ નિયમ પ્રાયિક છે. કારણ કે સિદ્ધિમાં ગયેલા જીવોમાંથી
અસંખ્યાતમા ભાગના જીવો દેશવિરતિના સ્વીકાર વિના જ
સિદ્ધ બન્યા છે. કહ્યું છે કે-
भागेहिं असंखेज्जेहिं फासिया देसविरई उ ॥ (આ૦નિ૦૮૬૦)

"સર્વ સિદ્ધોના અસંખ્યાત ભાગોએ દેશવિરતિની સ્પ-
ર્શના કરી છે, અર્થાત્ અસંખ્યાતમા ભાગના સિદ્ધોએ દેશ-
વિરતિની સ્પર્શના કરી નથી." દીક્ષાની યોગ્યતાનો નિર્ણય
પ્રતિમાના આચરણથી થાય છે એ નિયમ પણ પ્રાયિક છે.
આનો ખુલાસો આગળ ગ્રંથકાર ભગવાન સ્વયં કરશે. (૪૧)

યોગ્યતાના નિર્ણયપૂર્વક થયેલી દીક્ષામાં થતો લાભ :-

तीए य अविगलाए, बज्झा चेट्ठा जहोदिया पायं ।
होति णवरं विसेसा, कत्थति लक्खिज्जए ण तहा ॥४२॥

યોગ્યતાના નિર્ણય પૂર્વક થયેલી દીક્ષા પરિપૂર્ણ દીક્ષા કહે-
વાય. પરિપૂર્ણ દીક્ષામાં પ્રતિલેખના આદિ સાધુ સામાચારીના
પાલનરૂપ બાહ્ય ક્રિયા પ્રાયઃ આગમમાં કહ્યા ર

પ્રશ્ન :-પરિપૂર્ણ દીક્ષામાં પણ માંદગી આદિ પ્રસંગે આગમમાં કહ્યા મુજબ ક્રિયા કેમ દેખાતી નથી ?

ઉત્તર :-પુષ્ટકારણથી અપવાદ સ્વીકારનાર પુરુષમાં આગમમાં કહ્યા મુજબ ક્રિયા સામાન્યથી થાય છે. પણ સ્થૂલદૃષ્ટિવાળા જીવોને અપવાદ અવસ્થામાં સામાન્યથી થતી આગમોક્ત ક્રિયા અપવાદ રહિત અવસ્થામાં જેવી સ્પષ્ટ દેખાય છે તેવી સ્પષ્ટ દેખાતી નથી. પણ ક્રિયા સામાન્યથી થતી તો હોય છે. આ વિષયમાં ગર્દભિલ્લ રાજાએ રાખેલી (પોતાની બહેન) સાધ્વીજીને છોડાવવા માટે ઉજ્જૈની નગરીમાં છન્નું સામંત રાજાઓનું સૈન્ય લાવનાર શ્રી કાલિકાચાર્યનું દૃષ્ટાંત છે. ( આ વખતે તેમનામાં પડિલેહણાદિ બાહ્ય ક્રિયા સ્પષ્ટ દેખાતી ન હતી, પણ થતી તો હતી. )

આગમમાં કહ્યા મુજબ બાહ્ય ક્રિયા થાય છે એ નિયમનો ગુરુકર્મીજીવોની ×આગમોક્તથી વિપરીત થતી ક્રિયા સાથે વિરોધ ન આવે એટલા માટે અહીં 'પ્રાયઃ' કહ્યું છે. (૪૨)

---

× પરમાર્થથી અયોગ્ય હોવા છતાં બાહ્યથી યોગ્ય દેખાવાથી દીક્ષા આપી હોય; અથવા દીક્ષાસ્વીકાર વખતે યોગ્ય હોવા છતાં પાછળથી પરિણામમાં પરિવર્તન થયું હોય એવા જીવોની અપેક્ષાએ આ વાત હોય એમ સંભવે છે.

पव्वाविओ सियत्ति य, मुंडावेउमिय जं भणियं ।
सव्वं च इमं सम्मं, तप्परिणामे हवति पायं ॥ ४८ ॥

આગમમાં ભવનિર્વેદાદિથી નિર્મલ અધ્યવસાયવાળાને દીક્ષા કહી હોવાથી જે જીવ નાની ઉંમર આદિના કારણે પ્રતિમાના સેવન વિના પણ જ્ઞાનાવરણીયાદિ કર્મના ક્ષયોપશમથી પ્રવ્રજ્યાને યોગ્ય ગુણવાળો બને છે તેને પણ પ્રતિમાનું સેવન કરનારની જેમ યથોક્ત (=પ્રતિલેખનાદિ બાહ્ય ક્રિયા આગમ મુજબ થાય તેવી) દીક્ષા હોય છે. અર્થાત્ પ્રતિમાના પાલન વિના પણ દીક્ષાને લાયક બને તો દીક્ષા લઈ શકે છે. (૪૫) આથી જ ગીતાર્થે સદા પ્રયત્ન પૂર્વક પૃચ્છાદિમાં જે વિશુદ્ધ જણાય તેને દીક્ષા આપવી એમ કેવલીઓએ કહ્યું છે.

ભાવાર્થ:— ગીતાર્થે (અપરિચિત) દીક્ષા લેવા આવેલાને તું કોણ છે? ક્યાંથી આવ્યો છે? શા માટે દીક્ષા લે છે? ઇત્યાદિ પૃચ્છા કરવી. પૃચ્છામાં શુદ્ધ જણાય તો પ્રવ્રજ્યાનું સ્વરૂપ કહેવું. જેમકે-

जह चेव मोक्खफलया, आणा आराहिया जिणिंदाणं ।
संसारदुक्खफलया, तह चेव विराहिया होइ ॥ ११९ पं. व.

"જેમ જિનેશ્વરોની આજ્ઞાની આરાધના મોક્ષફળને આપનારી છે, તેમ જિનેશ્વરોની આજ્ઞાની વિરાધના સંસારના દુઃખરૂપ ફલને આપનારી છે."

પ્રવ્રજ્યાનું સ્વરૂપ કહ્યા પછી તે યોગ્ય છે કે નહિ તેની વિશેષ ખાતરી કરવા છ મહિના વગેરે પોતાને જરૂરી

જણાય તેટલા સમય સુધી પરીક્ષા કરવી. આ રીતે પૃચ્છા, કથન અને પરીક્ષાથી જે વિશુદ્ધ જણાય તેને દીક્ષા આપવી એમ જિનેશ્વરોની આજ્ઞા છે. [ જો પ્રતિમાનું આચરણ કરનાર જ વિશુદ્ધ હોય તો આ રીતે પૃચ્છાદિને અવકાશ જ રહેતો નથી. એથી જિનેશ્વરો પૃચ્છાદિ કરવાનું ન કહે, કિંતુ તેણે પ્રતિમાનું આચરણ કર્યું છે કે નહિ તે જ જોવાનું કહે. જિનેશ્વરોએ પૃચ્છાદિથી વિશુદ્ધ છે કે નહિ તે જોવાનું કહ્યું છે એ જ સૂચવે છે કે પ્રતિમાનું સેવન કર્યા વિના પણ કર્મના ક્ષયોપશમથી વિશુદ્ધ બનેલ જીવ દીક્ષાને યોગ્ય હોઈ શકે છે.] ૪૬

તથા પ્રવ્રજ્યા નામના સૂત્રમાં આગમમાં ઉપયોગવાળા હોવાથી વિશુદ્ધ અધ્યવસાયવાળા ગુરુએ થોડી દીક્ષા આપી દીધી હોય તો પણ, અર્થાત્ દીક્ષા અપાઈ રહી હોય ત્યારે પણ, જો અયોગ્ય છે એમ ખબર પડે તો પ્રવ્રજ્યા આપવાની પ્રવ્રાજન, મુંડન વગેરે (બાકી રહેલ) ક્રિયાનો નિષેધ કર્યો છે. (૪૭)

કલ્પભાષ્યમાં પ્રવ્રજ્યાસૂત્ર આ પ્રમાણે છે:-

पव्वाविओ सियत्ति य, मुंडावेउं अणायरणजोगो ।
ते च्चिय मुंडावेंते, पुरिमपयऽनिवारिया दोसा ॥ १ ॥
मुंडाविओ सियत्ति य, सिक्खावेउं अणायरणजोगो ।
ते च्चिय सिक्खावेंते, पुरिमपयऽनिवारिया दोसा ॥ २ ॥
एवं उट्ठावेउं, (३) एवं भुंजावेउं, (४) एवं संवासेउं (५) ।

"કદાચ અનુપયોગ આદિથી અયોગ્યને દીક્ષા આપી દીધી હોય, (તને દીક્ષા આપીશું એમ તેનો સ્વીકાર કરી

લીધો હોય, અથવા રજોહરણાદિ સાધુવેષ આપી દીધો હોય,) પછી ખબર પડે કે આ અયોગ્ય છે તો તેનું મુંડન (લોચ) ન કરે. છતાં આચાર્ય લોભ આદિથી મુંડન કરે તો પૂર્વ-પદના=પ્રવ્રાજનાપદના※(=તને દીક્ષા આપીશું એમ સ્વીકાર કરવો કે સાધુવેશ આપવો એ પ્રવ્રાજનાપદના) આજ્ઞાભંગ વગેરે જે દોષો છે તે દોષો લાગે છે. (૧) કદાચ અનુપ-યોગ આદિથી અયોગ્યનું મુંડન કરી દીધું હોય, પછી ખબર પડે કે આ અયોગ્ય છે તો, તેને પ્રતિલેખના આદિ સાધુના આચારો શિખવાડવા નહિ. છતાં જો લોભાદિથી આચાર્ય શિખવાડે તો પૂર્વોક્ત આજ્ઞાભંગ વગેરે દોષો લાગે છે. (૨) સાધુના આચારો શિખવાડી દીધા પછી અયોગ્યતાનો ખ્યાલ આવે તો વડી દીક્ષા ન આપે. આપે તો પૂર્વોક્ત દોષો લાગે. (૩)

કલ્પભાષ્યના પ્રવ્રજ્યાસૂત્રના આ પાઠથી અયોગ્ય છે એવી ખબર પડતાં દીક્ષામાં પ્રવ્રાજન, મુંડન આદિ દરેક યોગનો નિષેધ કર્યો છે એમ જાણી શકાય છે.

આનાથી એ સિદ્ધ થયું કે આ બધું ( આગમમાં પૃચ્છાદિથી વિશુદ્ધને દીક્ષા આપવી, મુંડન કરવું, આચારો શિખવાડવા વગેરે જે કહ્યું છે તે બધું ) પ્રાયઃ ચારિત્રના બરોબર પરિણામ થયા હોય તો થાય છે. અર્થાત્ જેનામાં ચારિત્રના બરોબર પરિણામ થયા હોય તેને દીક્ષાપ્રદાન આદિ થાય છે, જેનામાં ચારિત્રના પરિણામ ન હોય તેને દીક્ષાપ્રદાન આદિ થતું નથી.

**પ્રશ્ન :–** અંગારમર્દક વગેરેને ચારિત્રના પરિણામ ન હોવા છતાં દીક્ષાપ્રદાન આદિ થયું હોવાથી આ બાબતમાં વિરોધ આવે છે.

**ઉત્તર :–** માટે જ અહીં 'પ્રાયઃ' કહ્યું છે. અંગારમર્દક વગેરેનાં દૃષ્ટાંતોને છોડીને મોટા ભાગે તો જેને દીક્ષાના પરિણામ બરોબર થયા હોય તેને દીક્ષાપ્રદાન વગેરે થાય છે.

**ભાવાર્થ :–** શાસ્ત્રમાં આ રીતે અયોગ્યને દીક્ષા આપવાનો નિષેધ કર્યો હોવાથી પ્રાયઃ જેનામાં ચારિત્રના બરોબર પરિણામ થયા હોય તેને દીક્ષા આપવામાં આવે છે. (ચારિત્રના પરિણામ પ્રતિમાનું આચરણ નહિ કરનારમાં પણ કર્મક્ષયોપશમથી થઈ શકે છે.) આથી પ્રતિમા વિના પણ પ્રતિમાપાલન કરનારના જેવી ( પ્રતિલેખનાદિ બાહ્ય ક્રિયા આગમમાં કહ્યા મુજબ થાય તેવી ) દીક્ષા હોય છે. (૪૮)

[illegible] વર્તમાનકાળમાં તો આ ક્રમ વધારે સંગત છે :—

जुत्तो पुण एस कमो, ओहेणं संपयं विसेसेणं ।
जम्हा असुहो कालो, दुरणुचरो संजमो एत्थ ॥ ४९ ॥

જો કે (પૂર્વે કહ્યું તેમ) પ્રતિમાપાલન વિના પણ દીક્ષા હોય, છતાં સામાન્યથી પ્રથમ પ્રતિમાનો અભ્યાસ થાય, પછી દીક્ષા થાય એ ક્રમ યોગ્ય છે. તેમાં પણ વર્તમાનકાળમાં તો એ ક્રમ વધારે યોગ્ય છે. કારણ કે અત્યારે કાળ ( પાંચમો આરો ) ખરાબ હોવાથી સંયમપાલન દુષ્કર છે. આથી દીક્ષાની ભાવનાવાળાએ પ્રતિમાનો અભ્યાસ કરવો જોઈએ. ( ૪૯ )

પ્રતિમાપૂર્વક દીક્ષાની યોગ્યતાનું અન્યદર્શનોથી સમર્થન :—

तंतंतरेसुवि इमो, आसमभेओ पसिद्धओ चेव ।
ता इय इह जइयव्वं, भवविरहं इच्छमाणेहिं ॥ ५० ॥

જૈનેતર દર્શનોમાં પણ બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને યતિ ઈત્યાદિ આશ્રમના ભેદો—જુદી જુદી ભૂમિકાઓ પ્રસિદ્ધ જ છે. । અર્થાત્ પ્રથમ બ્રહ્મચર્ય આશ્રમનું પાલન, પછી ગૃહસ્થાશ્રમનું (–ગૃહસ્થધર્મનું) પાલન, પછી વાનપ્રસ્થ આશ્રમનું પાલન, પછી સંન્યાસ આશ્રમનું ( સાધુપણાનું ) પાલન એ ક્રમ પ્રસિદ્ધ છે. । આથી સંસારનો વિયોગ ઈચ્છનારાઓએ અને સર્વદર્શનોમાં શ્રેષ્ઠ એવા જિનાગમનું આલંબન લેનારાઓએ પૂર્વે કહ્યું તેમ પ્રતિમાપૂર્વક દીક્ષામાં પ્રયત્ન કરવો જોઈએ. (૫૦)